પુ. ગ્રં. ૫.

# ભારત વીર



અનુવાદક:—"શ્યામસુન્દર"




પ્રકાશક:—

ભીખાભાઈ પુરુષોત્તમ વ્યાસ

અધિપતિ:

"પંચમહાલ રેવાકાંઠા વર્તમાન"

ગોધરા ( પંચમહાલ )

૦-૮-૦

શ્રીયુત્ ભાઈશ્રી,

## હર્ષદરાય ગણપતરામ મહેતા.

બી. એજી.

શુભનિવાસ ઉમરેઠ.

આપ મારા પ્રથમ પરિચયમાં આવ્યા તેજ વખતથી આપની પ્રતિભાએ મને આકર્ષ્યો; આપના જ્ઞાન, અભ્યાસીપણું ને વિચારકપણું, બુદ્ધિ અને અથાગ શ્રમ સાથે સેવાકાર્ય જેવા ગુણોએ હું મોહ્યો.

મારા પ્રત્યે અને મારાં કાર્યો પ્રત્યે હંમેશ સહાનુભૂતિથી જોનાર અને ઘટિત સલાહરૂપી સહાય દેનાર સજ્જન બંધુને આવી અમોલી નાનકડી નવલિકા

**ભારત વીર**

સાદર સમર્પણ કરૂં ! સ્વીકારશો.

લી૦ હું છું આપનો,

ભીખાભાઈ.

# પ્રકાશકનાં પુસ્તકોઃ

## પ્રગટ થયેલાં

| | |
|---|---|
| સીતા (પૂર્વાર્ધ) .... ... | ...૧-૦-૦ |
| સીતા (ઉત્તરાર્ધ)... ... | ...૦-૧૨-૦ |
| ગુંજાનો વર ... ... | ...૨—૦-૦ |
| બાળક પુસ્તક ૧... ... | (સિલક નથી) |
| બાળક પુસ્તક ૨... ... | ... ૨—૦-૦ |
| બાળક પુસ્તક ૩... ... | ... ૨—૦-૦ |
| રાષ્ટ્ર કીર્તન ... ... | ... ૦—૪-૦ |
| ભયંકર ભુજંગ ... ... | ... ૧—૮-૦ |
| મનોકામના સિદ્ધી ... | ... ૧—૦-૦ |
| કોકશાસ્ત્ર ... ... | [સીલક નથી] |

### ☞ હવે પછી પ્રગટ થનાર ☜

વિષય વિષ [નવલ કથા]
લોભનો ભોગ [નાટક]
અંતર ગીત [કાવ્યો]
વાર્તા પચ્ચીસી [ટુંકી ટુંકી વાતો]
બાળકની વાતો [નાનકડું વાર્તા પુસ્તક]

# પ્રસ્તાવના



**આ** નાનકડા પુસ્તકને તે પ્રસ્તાવના શી ? પણ પડેલી રીતિ કેમ ભુલાય ? આ પુસ્તક ઐતિહાસિક છે. અને રસ જમાવટ થાય એવી શૈલીમાં લખાયલું છે. મૂળ હિન્દી પુસ્તકનો અનુવાદ રા. "શ્યામસુન્દરે" કરી આપી, મારા હસ્તક ચાલતા સાપ્તાહિક "પંચમહાલ રેવાકાંઠા વર્તમાન" પત્રમાં કટકે કટકે ચાલુ વાર્તા તરીકે આપવાની સરળતા કરી આપી, તેઓનો અને આ પુસ્તકના છાપનાર સરસ્વતી પ્રેસના માલીક રતીલાલ ત્રિવેદીનો પણ આભાર માનવાની તક લઉં છું.

**આ** વાર્તા મારા પત્રના વાચકોને ગમી; અને તે પુસ્તક રૂપે બહાર પડે તેવી ઘણાકોની ઇચ્છા હોવાથી આ સાહસ કર્યું છે. કિંમત પણ નજીવી છે. જેથી આનો લાભ વાર્તાના રસીયાઓ અવશ્ય લેશે:

**જો કે** પંચમહાલ જેવા સાહિત્ય ક્ષેત્રમાં–અત્યંત પછાત ક્ષેત્રમાં મારા જેવો કંઇક સાહિત્યનાં ફુલઝાડ વાવે, અને તે પ્રતિકુળ હવામાનમા કરમાય કે મહા મહેનતે ખીલવાને યત્ન કરે એમાં કેટલીય તકલીફો પડતી હશે. તે પ્રભુ જાણે; છતાં આ સાપ્તાહિક, બાળક દ્વૈમાસિક અને અવાર-નવાર પુસ્તકોનો પ્રકાશનથી મારી માતૃભૂમિની સેવા અને તેમાં રહેતી ઉણપ પૂરી કરવાનું સાહસ કરૂં તો તેમાં પ્રભુ સાનુકુળ રહે એજ ઇચ્છા !!!

વટ સાવિત્રી. જેઠ સુ. ૧૩, ૧૯૮૨: **ભીખાભાઇ વ્યાસ.**

# જરા વાંચો તો ખરા!

ગૂજરાતમાં અને મહા ગૂજરાતમાં પહેલ વહેલું પ્રસિદ્ધ થયેલું
સાંસારિક, ધાર્મિક ને નીતિ જ્ઞાન વર્ધક માસિક

# ઋષિ-જીવન

સનાતન વેદ ધર્મના અસલ સિદ્ધાન્તો સ્હમજાવતું, ગાઢ નિદ્રામાં સુતેલા અથવા ભૂલા પડેલા આપણા ધર્મ-બન્ધુઓમાં જાગૃતિનો સંચાર કરતું, દેશ કાળાનુસાર સનાતન વેદ ધર્મનું રક્ષણ, પાલન અને પ્રચાર કરતું, પ્રાચીન-અર્વાચીન ઋષિ-મહર્ષિઓના ઉજ્જ્વળ જીવની ઝાંખી કરાવતું, ભારતવર્ષની બાળાઓની હૃદયસ્પર્શી દાદ લેતું, અને બાલુડાંને સચોટ ઉપદેશ આપી ભાવી નાગરિકો બનાવવા કોશીશ કરતું, તેમ સહકારના સુન્દર મંત્રો સ્હમજાવતું માત્ર આ એકનું એક માસિક પત્ર છે શું આપ ત્હેના ગ્રાહક થયા છો?

**ન થયા હો તો આજેજ થઈ જાઓ.**

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર રૂ. ૨-૪-૦

ઋષિજીવન કાર્યાલય, કાલોલ, પંચમહાલ

લખો—
**નૃસિંહલાલ શોભારામ ત્રિવેદી**
સંપાદક-ઋષિ-જીવન

લઘુવય વિષે ઉદ્વાહ ભીમ કે ભીષ્મ ક્યાંથી જન્મશે ?
ન પળાય પ્રથમાશ્રમ પછી ત્રણ આશ્રમો એળે જશે;
ભાવિ પ્રજા દેખાય દુર્બળ દેહ દિલથી સર્વદા,
નિર્બળ યુવકથી ચંદ્ર ! દેશોદ્ધાર શક્ય નથી કદા.

## ભાવિક જનોનું પવિત્ર તીર્થક્ષેત્ર

**દાનવીરોને દાન દેવાનું એક માત્ર સુપાત્ર સ્થાન**

# શ્રી ભૃગુપુર ઋષિનિવાસ

કે જ્યાં બ્રાહ્મણ ક્ષત્રિય, અને વૈશ્ય કોમના બાળકોને દાખલ કરવામાં આવે છે અને વિધવિધ ભાષાનું, હુન્નર ઉદ્યોગનું, ધર્મનીતિનું અનુપમ શિક્ષણ આપી, મન બળ સાથે તન બળ કેળવી સાચા સ્વદેશરક્ષક, સ્વધર્મ પૂજક સમાજ સેવક બનાવવામાં આવે છે. આ આદર્શ સંસ્થાને નિભાવવા તમારી સહાનુભૂતિ અને આર્થિક સહાય આપો, ધર્મભાગી બનવાની તક રખે ગુમાવતા.

**લક્ષ્મી ચલિત અસ્થિર એ તો આજ છે કાલે નથી;**
**ઉભરાય અભરે એ સુપાત્રે સ્નેહભાવે દાનથી.**

પુણ્યના કામમાં ઢીલ ન સંભવે, આજેજ પરોપકારી હાથ લંબાવો.

**મણિલાલ ચુનીલાલ ગાંધી.**

ઑ. મંત્રી, **ભૃગુપુર ઋષિનિવાસ, ભરૂચ.**

# ભારત વીર

## પ્રકરણ ૧ લું

### યુવક

સંસારમાં એક એકથી ચઢિયાતી અનેક વસ્તુઓ છે. કોઇ આશ્ચર્ય-જનક કોઇ મોહકારી, અને કોઇ કષ્ટદાયી હોય છે. જે સંસારમા ભટકયો છે, જેણે ઇશ્વરની વિચિત્ર સૃષ્ટિના દશ્યોનું ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે, જેણે સંસારના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ભ્રમણ કરી તેમાના ભિન્ન ભિન્ન વિચિત્ર દશ્યોને જોઇ વિસ્મય, હર્ષ અને કષ્ટનો અનુભવ કર્યો છે, તે જ ઇશ્વરના અગમ્ય અને અનુપમ મહિમાનું અલ્પાંશે પણ વર્ણન કરી શકે છે.

ભારતવર્ષના મધ્ય પ્રદેશમાં એક ન્હાનકડી નદી વહી રહી છે. ત્હેની શોભા અપાર છે. ત્હેનું નામ નાગનદી છે સુન્દર સોહામણું નાગપુર શહેર ત્હેના કિનારે વસેલું છે. ત્હેનુ દશ્ય અતિ મનોહર, લલિત અને આનંદદાયી છે. મ્હોટા મ્હોટા વિશાલાકાર, ગગનચુંબિ મહાલયો નજરે પડે છે. મ્હોટા મ્હોટા દેવમન્દિર પર સુન્દર ચિત્રવિચિત્ર ધજાઓ ફરકી રહી છે. નગરથી થોડેક દુર એક પર્વત આવેલો છે. ત્હેનાં શિખર ઉપરનાં વૃક્ષો દૂરથી ઉન્નત મસ્તકે ઉભેલા વીર પુરુષો સમા દિસતા હતા. ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળ પ્રતિ કય્હારનાએ ગમન કરી ચૂકયા હતા. પક્ષીઓનો મૃદુલ મનોહર ચીંચીં શબ્દ પર્વતના શિખરસમૂહને વીંધી ચારે બાજુ ફેલાતો હતો.

પર્વતનો શિરોભાગ સમતલ નહોતો; પરન્તુ કોઇ સ્થળે ઉંચો તો કોઇ સ્થળે નીચો એમ અસ્તવ્યસ્ત હતો. આસપાસ સર્વત્ર પત્થરની મ્હોટી મ્હોટી શિલાઓ પડેલી હતી. દૂરની એક શિલા પર એક મનુષ્ય બેઠો હતો. ત્હેણે જમણા હાથની હથેલી પર મસ્તક ટેકવ્યું હતું; અને જાણે ગંભીર વિચારમાં લીન થઇ ગયો હોય એમ લાગતું હતું. તે ગૌર વર્ણો હતો. ત્હેની મુખાકૃતિ ભવ્ય અને કાંતિવાન હતી. ત્હેને જોતા માણસને તે કામદેવ હોય એમ લાગ્યા વિના રહે નહિ.

થોડી ક્ષણ બાદ એક સંન્યાસી ત્હાં આવી પહોંચ્યા. ત્હેમના અંગ ઉપર ગેરૂઆ રંગની કફની હતી; અને તે પગની પાની સુધી નીચી હતી. ત્હેમના એક હાથમા કમંડલુ અને બીજામાં ત્રિશુલ હતાં. સંન્યાસીએ તે શિલા પર બેઠેલા યુવકને સંબોધી કહ્યું, " કુમાર ! શું કરે છે ? "

તે વ્યક્તિ કે જેનું નામ કુમાર હતું તે સંન્યાસીનો અવાજ સાભળી ચમક્યો અને શીઘ્રતાથી ત્હેમને પ્રણામ કરી હાથ જોડી ઉભો થયો. સંન્યાસીએ પ્રેમપૂર્વક ત્હેને આલીંગન કર્યું; અને તેઓ બન્ને પાસેના શિલાખંડ ઉપર બેઠા.

" સ્વામિન્ ! કાંઇ નવીન સમાચાર મળ્યા કે ? " કુમારે પૂછ્યું.

સંન્યાસીઃ " તે વાત પછીથી થશે. ત્હારા મુખ ઉપર વિષાદની છાયા કેમ જણાય છે તે પ્રથમ જણાવ. "

કુમારઃ ત્હમારી ધાર્મિક વાતોએ મ્હને પાગલ બનાવ્યો છે. હું એ વાતની ચિન્તા અને મ્હારી અજ્ઞાનતા ઉપર શોક કરી રહ્યો હતો; એટલામાં તો આપે મ્હને બોલાવ્યો.

સંન્યાસીઃ કુમાર ! ભૂતકાળને વિસરી જા. બની ગયેલી ઘટના માટે વ્યર્થ શોચ ન કર. ભવિષ્યનો નિમિત્ત માર્ગ ઢૂંઢ; જેથી ભારત તથા ભારતવાસીઓનું શ્રેય થાય, વત્સ ! તું તેજસ્વી છે. વીર છે. પરાક્રમી છે. તારે ચિન્તા કરવાની આવશ્યકતા નથી. તું દેશભક્ત, ધર્મસેવક, જીવપ્રેમી તથા ન્યાયપ્રિય છે. ત્હારે સર્વ બાજુનો વિચાર કરી કાર્ય કરવું જોઇએ.

ભવિષ્યની સુખ પ્રાપ્તિ કાજે તું કટિબદ્ધ થા. વીતેલી અજ્ઞાનતા તથા ભૂલને ત્હારા હૃદયપટ પરથી ભુંસી નાખ.

કુમાર: જેવી આપની આજ્ઞા. જે રીતે, જ્યહારે, જ્યહાં અને જેવું કાર્ય કરવાને આપ કહેશો; તે હું પ્રાણાન્તે પણ કરીશ. પ્રભો! આપની આજ્ઞા શિરોમાન્ય છે.

સંન્યાસી: ત્હારી પાસે અત્યારે કેટલા મનુષ્ય એકત્ર થયેલાં છે?

કુમાર: પ્રભો ! આપ તો બધુંયે જાણો છો; છતાંયે પૂછો છો ?

સંન્યાસી: હું આઠ દિવસ પહેલા પચાસ યોદ્ધાઓને તો જોઇ ગયો હતો. શું અત્યારે પણ એટલાજ છે?

કુમાર: બીજા પાંચ વીર પણ આવ્યા છે. આપણા દળમાં દાખલ થયા છે.

સંન્યાસી: એટલે કુલ પંચાવન યોદ્ધા થયા ને ?

કુમાર: જી, હા.

સંન્યાસી: હવે ત્હારો શો વિચાર છે ?

કુમાર: પ્રભો ! આ વખતે દિલ્હી પર ચ્હડાઇ કરી દુશ્મનોને હરાવી ધરાશાયી કરવા, અથવા તો યુદ્ધક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કરવા એજ મ્હારી ઇચ્છા છે.

સંન્યાસી: પુત્ર ! આટલી બધી વ્યગ્રતા કષ્ટદાયી નીવડે છે. અવસર જોઇને કાર્ય કરવું જોઇએ. ત્હારા માણસોની સખ્યા હજુ બહુ થોડી છે.

કુમાર: કોણ જાણે કયારેય એ અવસર આવશે ! એ અવસર આવશે યા નહિ એની પણ શી ખાત્રી ? મહાત્મન ! હવે આ અત્યાચાર સહ્યા જતા નથી. આ પવિત્ર ભૂમિનો તિરસ્કાર જોયો જતો નથી ધર્મનો નાશ થઇ રહ્યો છે. જાતિ વિનાશ થઇ રહ્યો છે. પ્રભો ! આ સૂકાયેલા તૃણમાં પ્રકટેલા અગ્નિને બુઝાવવો એ અશકય થઇ પડયું છે.

આટલું કહેતાં કુમારની આંખો રકતવર્ણી થઇ ગઇ, હાથ ધ્રૂજવા લાગ્યા, અને તે ઉન્નત મસ્તકે ઉભો થયો. ત્હેનું વક્ષસ્થળ ઉછળવા લાગ્યું.

સંન્યાસીઃ કુમાર ! આટલો બધો ઉશ્કેરાઈ ન જા. ધીરજ રાખ. ઈશ્વર આપણું ભલું કરશે. અને જરૂર સુઅવસર આપશે

કુમારઃ સ્વામીન્ ! ત્હમારી આજ્ઞાનું હું ઉલ્લંઘન કરી શકતો નથી. અને આપની ઈચ્છા વિરૂદ્ધ કાંઈ કાર્ય કરવા ઈચ્છતો નથી પ્રભો ! તે અવસર-તે ધર્મયુદ્ધનો સમય-તે માતૃભૂમિના નિમિત્તે રક્ત વહેવરાવવાનો શુભ દિવસ કયારે આવવાની આશા છે ?

સંન્યાસીઃ પુત્ર ! હું શિવાજી મહારાજ પાસે પૂના ગયો હતો. તેઓ ઔરંગઝેબની વિરૂદ્ધ સંગ્રામની તૈયારીઓ કરી રહ્યા છે.

કુમારઃ એ મહાપુરૂષ યુદ્ધયાત્રા કાજે પ્રયાણ કયારે કરવાના છે ?

સંન્યાસીઃ ટુંક વખતમાંજ. હું ફરીથી ત્યાં જવાનો છું ત્હેમની સાથે મસલત કરી ત્હમને સર્વને ત્યહાં લઈ જઈશ. ત્યહા ગયા બાદ યુદ્ધ-કળાની અનેક માહિતી અને સૂચનાઓ મળશે.

કુમારઃ પ્રભો ! એમ જ છે તો આજે જ અમને લઈ જવા એ ઉત્તમ છે.

સંન્યાસીઃ શિવાજી મહારાજને પૂછ્યા વિના એમ કરવું ઠીક નથી.

કુમારઃ જેવી આપની આજ્ઞા.

આટલી વાતચીત પછી સંન્યાસી ત્યાંથી ચાલ્યા ગયા. કુમારે ત્હેમને રાત્રિભર વિશ્રામ લેવાને કહ્યું: પરંતુ તેઓ ન થોભ્યા. જોત જોતામાં સંન્યાસી દૂર નીકળી ગયા; અને પર્વતની નીચે ઉતરવા લાગ્યા. કુમાર પણ થોડી ક્ષણ બાદ પોતાને માર્ગે ગયો.



## પ્રકરણ ૨ જું

## આંખો ઉઘડી

વિન્ધ્યાચળ પર્વતની ઉત્તરનો સમસ્ત પ્રદેશ મુગલ સામ્રાટ ઔરંગઝેબના અધિકારમા આવી ગયો હતો. રાજલક્ષ્મી હિન્દુ રાજ્યગૃહમાંથી મુસલમાનોના ઘરમાં ચાલી ગઇ હતી. ઔરંગઝેબ દક્ષિણ પ્રદેશને અધિકારમાં લેવાને પ્રયાસ કરી રહ્યો હતો. અને મહાન સૈન્ય એકત્ર થતું હતું.

શિવાજીએ પોતાનો અધિકાર દક્ષિણમાં ફેલાવ્યો હતો, અને ઔરંગઝેબ ત્હેના પ્રયત્નોને દાબી દેવા તનતોડ પ્રયાસ કરી રહ્યો હતો. પરંતુ દક્ષિણના પહાડી માર્ગોથી પરિચિત ન હેવાથી શિવાજી ઉપર કાબુ મેળવવો એ અશક્ય લાગતું હતું. આથી દક્ષિણના પહાડી માર્ગોની ખાતમી મેળવવા માટે ત્હેણે જાસુસો મોકલ્યા હતા.

સન્ધ્યા થઇ હતી. સૂર્યભગવાન અસ્તાચળે પહોંચી ગયા હતા. પૃથ્વી ઉપર અંધકાર છવાતો હતો; પક્ષીગણ ચી ચીં અવાજ કરતાં અહીં તહીં ઉડી રહ્યાં હતાં.

આવા સમયે ચાર સંન્યાસીઓ પૂનાની ઉત્તરે આવેલા એક ગાઢ વનમાં બેઠા બેઠા વાર્તાલાપ કરતા હતા. ત્હેમને દાઢી મૂછો હતાં. પ્રત્યેકના હાથમાં કમંડલૂ અને અંગ ઉપર કફની હતાં. ચારે પોતાની વિદ્યુતસમી ચંચળ દૃષ્ટિએ ચારે તરફ નીરખી રહ્યા હતા. થોડીવારે તેમાંના એકે કહ્યું "દોસ્ત મહમ્મદ !"

દોસ્ત મહમ્મદઃ અરે અલીખાં ! ત્હમે આ શું કરો છો ?

અલીઃ કેમ ? હું શું કરૂં છું ?

દોસ્તઃ અસલ નામ દઇને શા માટે બોલાવો છો ?

અલીઃ ત્હમે ગભરાઓ છો શા માટે? અહિં કોઇ સાંભળી જાય એમ નથી.

દોસ્તઃ પણ કોઇ સાભળી જાય તો મુશ્કેલીમા આવી પડીએ.

અલીઃ ખુદા હાફિઝ છે; ડર શાનો ?

દોસ્તઃ શું કહો છો ?

અલીઃ ત્હમે જાણો છો કે બાદશાહ ઔરંગઝેબ આટલી બધી મહોબ્બત ત્હમારી સાથે શા માટે રાખે છે ?

દોસ્તઃ ના, બિલકુલ નહિ.

અલી· ત્હમે હિન્દુમાથી મુસલમાન બન્યાઃ અને ખૂબ ઇમાનદારી અને વફાદારીથી સેવા બજાવો છો એ જોઈને ત્હમારાપર એ રીદા રીદા રહે છે.

દોસ્તઃ મ્હેં એવી તે કેવી સેવા બજાવી છે ?

અલી! ત્હમે ઘણા સરલ માર્ગો દાખવીને મહાન દુશ્મનોને હરાવ્યા છે. ત્હમે ન હોત તો અમારૂં અહિ સુધી આવવું શકય ન હતું. રસ્તામા જ જંગલી જનાવરોનો ભોગ થઇ પડત.

દોસ્તઃ મ્હે મારા હિન્દુભાઈઓની ગર્દન પર ચમકતી તલવાર ચલાવી છે અને નિમકહરામ બન્યો છું એથી બાદશાહ મ્હને મહોબ્બતની નજરે જૂએ છે એમ સ્પષ્ટ શા માટે નથી કહેતા ?

અલીઃ વાહ ! હજુ સુધી ત્હારા દીલમાંથી કાફરો પ્રત્યેની લાગણી ભુસાઇ નથી.

દોસ્તઃ અફસોસ ! દસહજાર અફસોસ ! હુ કેવા નીચ કાર્યમા પ્રવૃત થયો છું !

અલીઃ દોસ્ત ! તું તો તદ્દન બેવકુફ જણાય છે. હેમુએ હિન્દુમાંથી મુસલમાન બની કેવા કેવા કાર્યો કર્યાં છે; અને કાળાપહાડે પોતાનો મજહબ છોડી ઇસ્લામને માની કેટલાં મન્દીરો તોડયાં અને કેટલા કાફરોને માર્યા છે ત્હેનો ખ્યાલ કર !

દોસ્તઃ ત્હમે ફાવે તેટલી હેમુ અને કાળાપહાડની તારિફ કરો; પરંતુ હું માનું છું કે ત્હેમના જેવા નીચ સારી જહામા કોઇ નહિ હોય !

અલીઃ ભાઇ મુબારક ! જો તો ખરો ! દોસ્ત મહમ્મદને શું થઇ ગયું છે ? એનું ભેજું ગેપ થઇ ગયું હોય એમ લાગે છે.

મુબારકઃ કાફરોને મારવા એ જ બહેતર છે, હેમુ અને કાળાપહાડ જેવા નેક અને મઝહબી ઇન્સાનોને કોણ નીચ કહી શકે એમ છે ?

દોસ્તઃ સાભળ ! મહારાણા પ્રતાપસિંહે પોતાના મુલકને માટે કેવાં કેવાં કષ્ટ વેઠયાં, કેટલી તકલીફો ઉઠાવી અને પચ્ચીસ વર્ષ પર્યન્ત લાગટ યુદ્ધ કર્યું. અકબરશાહ પણ એની ભારે તારિફ કરતા હતા.

મુબારકઃ ભાઇ મહોબ્બત ! તૂંજ કહે કે દોસ્ત મહમ્મદ ભુલે છે કે નહિ ?

મહોબ્બતઃ ચોક્કસ એમાં સંશય નથી. ત્હેના મગજમાંથી હજુ કાફર પણાનું ભૂત ભાગી ગયું નથી.

અલીઃ આવી વાતોને હવે બંધ કરો. પૂનામા કય્યા છૂપા વેશે ફરવું. ગલીકુંચીઓ અને પહાડી રસ્તાની બાતમી કેવી રીતે મેળવવી એનો વિચાર કરીએ.

મહોબ્બતઃ આ પહેર્યો છે તે જ.

મુબારકઃ અને રાત્રી કયા પસાર કરીશુ ?

અલીઃ ઠીક છે. પહેલાં એનો વિચાર કરવો જોઇએ, કારણ કે રાત્રીએ ફરતા કોઇ આપણને જોઇ જાય તો મહા અનર્થ થાય. સઘળો ભેદ ફૂટી જાય.

મહોબ્બતઃ પૂનામાં એક દેવીનું મન્દીર છે; ત્હેમાં રાત્રી પસાર કરીશું અને દિવસે ભટકી ભટકીને સર્વ હકીકતની બાતમી મેળવીશું દોસ્ત મહમ્મદની શી સલાહ છે ?

આટલું કહી બધા દોસ્ત મહમ્મદ તરફ જોઇ રહ્યા; પરંતુ દોસ્ત મહમમ્મદ તો આ સમયે રાતોપીળો થઇ રહ્યો હતો; ત્હેની આંખમાંથી આંસુધારા વહી રહી હતી અને વક્ષસ્થળપરનું કપડું સાવ ભીંજાઇ ગયું

હતું. ત્હેની આવી દશા જોઇ સઘળાએ ત્હેનું કારણ પૂછ્યું.

દોસ્તઃ ભાઇઓ ! મ્હેં આ સંસારમા અસંખ્ય પાપકર્મ કર્યાં છે. મ્હારૂં આ પાપપૂર્ણ શરીર દેવીના મન્દીર સુધી નહિ આવી શકે. હું નીચ, પાપી, અધર્મી, કુલાંગાર અને પાખંડી છું, હું પ્રાણભયથી લાલચમા લપટાઇ ધર્મનો ત્યાગ કરી મુસલમાન બન્યો છું. દેવીના પવિત્ર મન્દીરને હું હવે સ્પર્શ કરી શકું નહિ. ભાઇઓ ! હું અહિં આત્મહત્યા કરીશ અથવા તો બનાવટી વેશધારી સંન્યાસીને બદલે સાચો સંન્યાસી બનીશ. હું દેવીના મન્દીર પર્યંત નહિ આવું હું આ પવિત્ર ક્ષેત્ર પૂનામા મ્હારા અપવિત્ર પગ કદાપિ નહિ મૂકું. આ વીરપ્રસુતા સાચ્ચા દેશભક્તોથી પુનિત થએલી મહારાષ્ટ્ર ભૂમિમા હું પગ મૂકવાને લાયક નથી.

આટલું બોલતાં ત્હેનાથી રડી પડાયું. ત્હેના ત્રણે સાથીઓ ત્હેની આ દશા જોઇ બહુ જ ગભરાયા. પોતાના કાર્યમા વિઘ્ન પડતું જોઇને તેઓ અત્યંત ગુસ્સે થયા અને ત્હેને જાનથી મારી નાખવાને તૈયાર થયા, પરન્તુ કાંઇક વિચાર કરતા તેઓ તેમ કરતા અટકયા અને ત્હેને સમજાવવા લાગ્યા.

મહોબ્બતઃ દોસ્ત મહમ્મદ ! ત્હને આજે શું થયું છે ?

દોસ્તઃ જ્ઞાનનો ઉદય થયો છે-બીજું શું થાય ? આજે મ્હારી આંખો ઉઘડી છે મ્હારા હૃદયમા પ્રકાશના કિરણો પ્રકટયાં છે.

અલીઃ એનામા ભૂત ભરાયું હોય એમ લાગે છે.

દોસ્તઃ નહિ બલ્કે ઇશ્વર મ્હારો સહાયક થયો છે.

મુબારકઃ એ શું બકે છે ? ફરીથી કાફરોની માફક બોલવા લાગ્યો કે ?

દોસ્તઃ કોણ કાફર ? હું કે ત્હમે ? ત્હમે જ મારી પાસે કાફરોના જેવું કાર્ય કરાવી રહ્યા છો.

અલીઃ કેવી રીતે ?

દોસ્તઃ મ્હારા દેશનું સત્યાનાશ કરનારાઓને કાફર નહિ તો બીજું શું કહેવું ? ત્હમેજ મને મ્હારા દેશનો દુશ્મન બનાવ્યો છે.

મુબારકઃ દોસ્ત મહમ્મદ ! અમે ત્હને હમણાં મારી નાંખતઃ પરન્તુ પછી પાદશાહને શું કહેત ? એ ત્હારી નીમકહરામીની હકીકત સાભળીને વિશ્વાસ ન કરેઃ અને અમને સૌને જૂઠ્ઠા રહમજે. આ કારણથીજ અમે ત્હને મારતાં અચકાઇએ છીએ.

દોસ્તઃ હવે હું મૃત્યુથી લેશ પણ ડરતો નથી. હુ જીવનો રહીશ ત્યાંસુધી હવે દુઃખ સહન કરીશ. મ્હારા મૃત્યુમા જ ભલાઇ છે; પરન્તુ હું હમણા નહિ મરૂં. હુ ઇશ્વર પાસે મ્હારા ગુન્હાની માફી યાચીશઃ અને ત્હેના નામનો જાપ જપતા પ્રાણ ત્યાગીશ જેથી બીજા જન્મમા હુ ત્હેની સેવાથી વંચિત ન રહું.

દોસ્ત મહમ્મદના ઉપરોકત શબ્દો સાંભળી ત્રણે ગુપ્તચર ત્હેને મા-રવાને ઉભા થયા, પરન્તુ દોસ્ત મહમ્મદ પાસેની એક ઝાડીમા ચાલાકીથી છુપાઇ ગયો.

રાત્રીની કેટલીક પ્રહર વીતી ચૂકી હતી. વન અતિ ગાઢ હોવાને લીધે ત્યાં બહુજ અન્ધારૂં હતું. આથી દોસ્ત મહમ્મદ ત્હેમની નજરે ચઢયો નહિ. તે ત્રણે યવન જાસુસ અત્યંત દુઃખિત થઇ પુનઃ પોતાના સ્થાને આવીને બેઠા,

અલીઃ ભાઇ મુબારક ! આ કાફરે તો આપણને ભારે દગો દીધો.

મુબારકઃ હા ! આપણે એને આ જહાંમાંથી દૂર કર્યો હોત તો ઠીક થાત.

મહોબ્બતઃ પણ હવે આપણે શું કરશું ?

એટલામા દોસ્ત મહમ્મદે વૃક્ષની ઓથ પાછળથી કહ્યું, "ભાઇઓ! શોક ન કરો; હું ત્હમારી વિરૂદ્ધ કાઇ નહિ કરૂં. મ્હારે હવે આ સંસાર સાથે જરાયે સંબંધ નથી રહ્યો. હું મ્હારા અપરાધની ક્ષમા માગી પ્રાણત્યાગ કરીશ. હવે મ્હારો પત્તો કોઇને નહિ લાગે. ત્હમને યોગ્ય લાગે તે હવે કરો."

આ સાંભળી ત્રણે યવનો જ્યાંથી ત્હેનો અવાજ આવ્યો હતો તે તે તરફ દોડયા. પરન્તુ બહુ તપાસ કરવા છતાંયે દોસ્ત મહમ્મદનો ત્હેમને

પત્તો ન મળ્યો, એટલે પાછા ફર્યા; અને દોસ્ત મહમ્મદની વાત પર વિશ્વાસ રાખી શહેરમા જવાની તૈયારી કરવા લાગ્યા.

મહોબ્બતઃ ભાઇ અલીખાં ! હવે અહી રોકાવું દુરસ્ત નથી; કારણ કે વખત ઘણો પસાર થઇ ગયો છે. હવે જલદીથી મન્દિર તરફ જઇએ; અને ત્હાંજ વિશ્રાન્તિ લઇએ.

અલીખાઃ ભાઇ ! એક બીજી વિટંબણા પણ છે.

મુબારકઃ શી ?

અલીખાઃ દોસ્ત મહમ્મદને મરાઠી સારી રીતે બોલતાં આવડતું હતું. આપણે બોલવા જઇશું અને ભૂલ થશે તો મહા અનર્થ થશે.

મુબારક તો આપણે કહીશું કે 'અમે ઉત્તર હિન્દુસ્થાનના રહેવાસી છીએ એટલે શુદ્ધ મરાઠી બોલી શકતા નથી'

મહોબ્બતઃ ભૂલે ચૂકે મ્હોમાથી 'અલ્લાહ' 'ખુદા' અગર એવા બીજા શબ્દો નીકળી પડે તો બધાને આપણા ઉપર શક પડે. અને આપણે જોખમમા આવી પડીએ.

મુબારકઃ અલ્લાહ માલિક છે.

અલીખાઃ આપણે એક કામ કરીએ તો ઠીક.

મુબારકઃ શું ?

અલીખાઃ આપણે સૌ મૌન ધારણ કરી ચાલીએ. કોઇ બોલાવશે તો ઇશારેથી વાતચિત કરીશું.

મુબારકઃ પણ કદાચ બોલવું પડે તો ?

અલીખાઃ તો લખીને વાત કરીશું.

મહોબ્બતઃ સાચ્ચું કહ્યું. જાસુસી કરવી એ કાંઇ છોકરાનો ખેલ નથી. ત્હેમા અનેક મુસીબતો સહન કરવી પડે છે,

ત્યાર બાદ ત્રણે જણ મૌનવ્રત ધારણ કરી પૂના શહેરમાં દાખલ થયા.



૧૨૯૮૭

## પ્રકરણ ૩ જું

### દેશભક્તોનું દળ

રાત્રી એક પ્રહરથી અધિક વીતી ચૂકી હતી. આકાશમાં તારાપતિ ચન્દ્રભગવાન તારાગણની મધ્યમાં વિહાર કરી રહ્યા હતા. નવીન લતાઓ તથા પાંદડાંઓ ચન્દ્રકિરણોની સાથે ઝૂકી ઝૂકી ક્રીડા કરી રહ્યા હતા.

આ સમયે એક સંન્યાસી અતિ ત્વરિત ગતિએ પહાડ ઉપર ચ્હડી રહ્યા હતા. ત્હેમનું ધ્યાન અન્ય વસ્તુ પર ઠરતું નહોતું. કેવળ પર્વત ચ્હડવાનીજ ત્હેમને ધૂન લાગેલી હતી. એ સંન્યાસી આપણા પૂર્વ પરિચિત સંન્યાસીજ હતા અને પર્વત પણ એજ હતો જ્યા આપણે ત્હેમને કુમારની સાથે વાત કરતા દીઠા હતા.

સંન્યાસીને સૌ કોઇ 'ચન્દ્રશેખર બાબા' કહીને બોલાવતા. સર્વત્ર ત્હેમની પ્રતિષ્ઠા થતી. બહુધા લોકો સ્હમજતા કે ત્હેમનો જન્મ કેવળ યવનોના પંજામાંથી ભારતજનનીનો ઉદ્ધાર કરવાને માટેજ થયો હતો.

ચન્દ્રશેખર બાબા પર્વત પર થોડેક દૂર જઇ પશ્ચિમ દિશા તરફ ફર્યા; અને એક સ્વચ્છ નિર્મળ જળના ઝરણ આગળ આવી પહોંચ્યા. ત્હાંથી ઉત્તર તરફ ચાલ્યા; અને એક અંધારી ગુફામાં દાખલ થયા. થોડા સમય બાદ એક સુન્દર અને રમણીય સ્થાનકે જઇ પહોંચ્યા. ત્યાં ઘણા મનુષ્યો એકત્ર થયા હતા; અને બેઠા બેઠા પરસ્પર વાર્તાલાપ કરી રહ્યા હતા. ચન્દ્રશેખર બાબાને આવેલા જોઇ બધાંએ ઉભાં થઇ ત્હેમને પ્રણામ કર્યા. ત્યારબાદ ચન્દ્રશેખર બાબાએ એક યુવકને પૃથ્વી પરથી ઉઠાડી છાતી સરસો ચાંપ્યો. એ યુવક આપણો પૂર્વપરિચિત 'કુમાર' હતો.

આ પછી સઘળાએ ઉભા થઇ ગંભીરનાદે 'માતાનો જય' ઉચ્ચાર્યો. જયનાદથી દશે દિશાઓ ગુંજી ઉઠી. કુમાર તથા ચન્દ્રશેખર બાબા સાથે સાથે બેઠાઃ અને અન્ય સર્વે પણ નીચે બેસી ગયા

કુમારઃ પ્રભો ! શા સમાચાર લાવ્યા છો ? આપણને યવનોને મારી હટાવવાનો અવસર મળે એટલા માટે તુરતજ યુદ્ધ આરંભવું એવી મ્હારી ઇચ્છા છે.

ચન્દ્રઃ આટલા બધા અધીર થવામા લાભ નથી. ધીરજ રાખ; વિચારીને કાર્ય કરવાનું છે. પ્રથમ આ સૌ દેશવીરોને પૂછ કે ત્હેમનો શો વિચાર છે ?

કુમાર: ( ઉઠીને ) પ્રિય બંધુઓ ! મહાગણ્ડહિતેષી વીરનરો ! ત્હમે આ દળમા દાખલ થતી વખતે જે પ્રતિજ્ઞા લીધી હતી ત્હેનું ત્હમને સ્મરણ છે કે ?

બધાઃ હા, બરાબર યાદ છે.

કુમારઃ પૂનામા શિવાજી મહારાજ મુગલ બાદશાહની વિરૂદ્ધ ઉભા છે. આપણે પણ ત્યહા જઇ ત્હેમની સાથે ભળી જઇ યવનોની સ્હામા થવાનું છે ત્હમારા સૌનો શો વિચાર છે ?

બધાઃ આપની આજ્ઞા શિરોધાર્ય છે. આપનો વિચાર એજ અમારો વિચાર

કુમાર. વીર પુરૂષો ! હું આશા રાખું કે ત્હમે ત્હમારા ધર્મથી વિચલિત નહિ થાઓઃ ભારત ભૂમિ જેવી પવિત્ર ભૂમિમા જન્મ લીધાનું સાર્થક કરશો.

એટલામાં એક નટ શાર્દૂલ ઉન્નત મસ્તકે ઉભો થયો અને બોલ્યો, "સ્વામીન્ ! આપની આજ્ઞા હોય તો હુ આ સભા તરફથી કાઇક કહું"

ચન્દ્રશેખરઃ ઘણી ખુશીથી કહો. દરેક મનુષ્ય પોતાને જે કાઇ કહેવાનું હોય તે કહેવાને સ્વતંત્ર છે.

બોલવા ઉભા થએલા પુરૂષનું નામ ધર્મસિંહ હતું.

ધર્મસિંહઃ આ સંસાર સ્વપ્નવત્ અને અસાર છે; પરંતુ કેવળ સુકાર્ય અને સુકિર્તિજ સાર તથા ચિરસ્થાયી છે. જે પુરૂષે માતૃસેવા અને

માતૃભક્તિથી વિમુખ છે, ધર્મકર્મના વિચાર વિહોણો છે ત્હેનો જન્મ ફોકટ-વ્યર્થ-મિથ્યા છે. તે મનુષ્ય નામને લાયક નથી. ત્હેનું જીવન આ સંસારમાં પશુ જેવું છે.

બધાઃ સાચ્ચું કહ્યું.

ધર્મસિંહઃ સંસારમા દરેકને મરવાનું તો છેજ. ચાહે આજ મરે કે થોડા દિવસ પછી. જન્મ ધારણ કરી માતાની મુક્તિ કાજે આત્મવિસર્જન કરવામા કૃતસંકલ્પ નહિ બને તે પાપી, ચાડાલ, નારકી અને નરતનુની પ્રતિષ્ઠા ગુમાવનાર છે. પ્રભો! અમે ધર્મપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ કે આ પૂનિત જનનીના વક્ષઃસ્થળ પર અમારા શરીરમા રકતનું એક બિંદુ પણ રહેશે ત્યા સુધી યવનોના પગ પડવા નહિ દઇએ.

સર્વઃ અમે પણ એ પ્રતિજ્ઞાથી બંધાઇએ છીએ.

ધર્મસિંહ બેસી ગયો. ચન્દ્રશેખર બાવા બહુ આનન્દ પામ્યા અને એકવાર તીવ્ર દૃષ્ટિએ સર્વ તરફ જોઇ ઉભા થયા.

ચન્દ્રઃ આજે હું ત્હમને બધાને માતાની સેવા અર્થે તત્પર જોઇને અત્યંત આનન્દ પામુ છું. જે દિવસ સમસ્ત મહારાષ્ટ્ર પ્રદેશ માતાને કાજે પ્રાણને હથેલીમાં રાખી ઉઠી ઉભો થશે તે દિવસ અતિ આનન્દનો હશે. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।** ને કારણે જે સ્વર્ગ મેળવવાને યોગ્ય હોય અને જેના પર ઇશ્વરનો અખંડ અનુગ્રહ હોય છે એ ભાગ્યવાન પુરુષે જ હોય છે. બોલો 'માતાની જય.'

સૌએ આ મહામંત્રને ઉચ્ચ સ્વરે વધાવ્યો. આ શબ્દગર્જના દિગ-દિગાંતરમાં વ્યાપી ગઇ તોપ ફુટવાથી જેટલો અવાજ થાય છે-પર્વતના ટુકડે ટુકડા થઇ જવાથી જે પ્રચંડ અવાજ થાય છે-જ્વાળામુખી પર્વતના વિસ્ફોટનનો અવાજ જેટલો નિપણ થાય છે એથીએ અધિક અવાજ તે ગર્જનાનો થયો.

સઘળા ત્હાંથી ઉઠી એક વિસ્તૃત ગુફામા દાખલ થયા. આ ગુફા પ્રથમ તો અન્ધકારમય જણાતી હતી; પરંતુ થોડા સમયમાં પ્રકાશમાન થવા લાગી. ધીરે ધીરે શત્રુદલ સંહારિણી ભગવતિની દિવ્ય પ્રતિમા સન્મુખ દેખાવા લાગી. અહિં ભગવતીની ભક્તિ ઉપજાવનારી, ભવતાપનાશિની વિશાળ, સુંદર અને અલૌકિક પ્રતિમા હૃદયને પુલકિત કરી રહી હતી.

વન્દન કરીએ જગતજનનીને !

સુણજે વિનતી માત ભવાની ! માતા જગયશની દાતાઃ
અગમ અનુપમ મહિમા ત્હારો, વેદ તથા નહિ જ્ઞાતાઃ વન્દન૦
વિપદગ્રસ્ત સેવક જ્યહારે જનની ! ધ્યાન ધરંતા ત્હારૂં:
આવી માત સંકટની વેળા રક્ષણ કરતી તું જ અમારૂં: વન્દન૦
ખપ્પર, અસિ, ત્રિશલધારિણિ ! ક્ષણભર અમને તું જોઃ
દુષ્ટ સંહારિણિ તું માતા ! છે મહિમા અગમ્ય ત્હારો જોઃ વન્દન૦
રાક્ષસ જ્યહારે સતાવે જનની ! સુરનર મુનિ જનને માતા!
ખપ્પર ખડ્ગ હસ્તમાં ધારી, ઘૂમંતી તું રણ મહિ ત્રાતા ! વન્દન૦
દનુજ સુરારી પળમાં ત્હેં તો શોધી શોધી સંહાર્યાઃ
સુભટ મહાબળ વીર અનેકો દુષ્ટ હતા તે સૌ માર્યાઃ વન્દન૦
રક્તબીજ, ચામુંડ સુભટ જે મહાબળી ને દુઃખદાઇઃ
સુરનર મુનિને ભયનું કારણ થર થર કાપે હે માઇ ! વન્દન૦
ધર્મ કર્મનાં મૂળ જ્યહારથી માતાઃ ડગમગ કરવા લાગ્યાં:
ધીર વીર ત્યહારે બુદ્ધિ સુસંયમ ભારત તજીને ભાગ્યાં: વન્દન૦
દેવ ત્યારે મળી સાથે માતા! પૂજન કરતાં ત્હારૂં:
અભય દેતી ભયભીતને તું, પ્રકટી દર્શન દઇ ન્યારૂં: વન્દન૦
જઇ સમરમા માતા ! ત્હેં મચાવ્યો મહા સંગ્રામ ત્યહિંઃ
બચ્યો દનુજ એક પણ ના, રહ્યો જીવીત એકકે નહિં: વન્દન૦
સદા ભક્ત પ્રતિપાલિનિ માતા ! તવ ચરણ ઢળી નમીએઃ
આવ્યું સંકટ ભારત પર ત્હાં તુજ શરણે વિરમીએઃ વન્દન૦
યવનરાજ નિશ્ચર છે માતા ! ભારતમાતાને દુઃખ આપેઃ
ભારતના સંતાન તણા એ ક્ષણ ભરમા શીર કાપેઃ વન્દન૦
દયામયી હે માતા મ્હારી ! રક્ષા કરી ભારતને તારોઃ
સદા સદા ચરણનો સેવકઃ મહિમા માત મહા ત્હારોઃ વન્દન૦

સ્તુતિ પૂર્ણ થતાં માતાને મસ્તક નમાવી સૌ ઉભા થયા, અને વિશ્રામ અર્થે અન્ય સ્થળે ચાલ્યા ગયા.

# પ્રકરણ ૪ થું

## પ્રભાત સુન્દરી

પ્રાતઃકાળ થયું હતું. માણસોનો અવરજવર થતો હતો. વૃક્ષો કોયલના કુક અને પપૈયાના પિયુ પિયુ શબ્દથી ગુંજી રહ્યાં હતા. ભુવન- ભાસ્કર પોતાના જ્યોતિર્મયી કિરણો પ્રસારતા મધ્ય આકાશે ચઢી રહ્યા હતા. ખેડૂતો હળ લઇ પોતાના બળદો સાથે ખેતરોમાં જઇ રહ્યા હતા.

પૂનાના એક ભાગમા એક વિશાળ સુંદર અને વિસ્તૃત મકાન હતું. એ મકાનની આસપાસ ત્રણ બાજુએ સુંદર બાગ આવી રહેલો હતો. ઉદ્યાનમાં આવવા જવાનો માર્ગ મકાનની અંદર પણ હતો. આ પુષ્પોદ્યાન ઇંટની ચણેલી ઉંચી દીવાલોથી ઘેરાયેલ હતું. ત્હેમા બ્હાર જવા આવવા સારૂં એક ફાટક પણ હતું. ફાટકની સ્હામેજ એક તળાવ હતું.

આ પ્રમોદવનની છટા ન્યારી હતી. સ્થળે સ્થળે અનેકવિધ પુષ્પ ખીલેલા હતા. આખું ઉદ્યાન સુંગધથી મઘમઘી રહ્યું હતું.

શરદઋતુના જેવા ખીલેલા પૂર્ણચન્દ્રના જેવી સ્વરૂપવાન બાલા એ મકાનના ખંડમાં કાંઇક વિચારતી બેઠી હતી. તે નીલવસના સુંદરીના મુખની જ્યોતિ, સમસ્ત શરીરની કાન્તિ અને અંગોની સુઘટતા અલૌકીક હતી. તેનું સર્વાંગ આભૂષણોથી વિભૂષિત હતું. તે પોતાના ગાલ પર કર- કમલ રાખી નીચી દૃષ્ટિએ અચલ ભાવે બેઠી હતી. કોઇ કોઇ વાર તે ઉચ્ચ દૃષ્ટિએ દ્વાર તરફ દૃષ્ટિપાત કરતી. ત્હેનાં વિશાળ નેત્રો જયા ફરતાં ત્યાં તીરનું કામ કરતા. મનુષ્ય હૃદયમા તે નયનો શિવાજીના ત્રીજા નયનનું કામ કરતાં જો કામદેવ હોત તો અહીંજ બળીને ભસ્મ થઇ જાત. આ સુંદરીની

ઉમ્મર સોળ વર્ષથી અધિક નહોતી. ત્હેનું નામ પ્રભાતસુંદરી હતું.

થોડી ક્ષણ બાદ અન્ય ત્રણ સ્ત્રીઓ હસતી હસતી ત્હાં આવી પહોંચી. તે વિશાલાક્ષી એ સૌને જોઇને આનન્દથી પ્રફુલ્લિત થઇ હસવા લાગી. થોડા સમય સુધી બધાં એક બીજા સ્હામુ જોઇ હસતાં રહ્યાં. આખરે ત્હેનામાંથી એક સખી પદ્મકુમારી બોલી: "પ્રભાત તું અહીં ક્યહારની બેઠી છે ?"

પ્રભાતઃ હુ તો ક્યહા જુગનીએ અહિં બેઠી બેઠી ત્હમારી વાટ જોઇ રહી હતી.

પદ્મ· (બીજી સખીને સંકેત કરી) આ લલિતાએ મોડું કર્યું.

લલિતાઃ વાહ! પોતાનો દોષ બીજાને માથે ઢોળતા ઠીક આવડે છે ?

પ્રભાતઃ હવે એ વાત જવાદો કાલે ત્હેં જે પ્રતિજ્ઞા લીધી હતી ત્હેનું ત્હને સ્મરણ છે કે ?

પદ્મઃ કોને કહો છો ?

પ્રભાતઃ ત્હનેજ સ્તો.

પદ્મઃ ચિત્રોનું આલબમ તો મોહિની પાસે છે.

પ્રભાતઃ કેમ મ્હેન મોહિની !

આમ કહી ત્હેના હાથમાંથી આલબમ ઝુટવી લે છે. મોહિની પ્રભાતનો હાથ પકડી બોલી "પહેલાં કહો કે આ બધાં ચિત્રો ત્હમારે શા માટે જોવાં છે?"

પદ્મઃ (હસીને) એનો સ્વયંવર થવાનો છેને ! એટલે.

લલિતાઃ એટલે પોતાના પતિને પહેલેથીજ પસંદ કરી રાખવો છે એમજને

પ્રભાતઃ (નાક મચકોડી) પદ્મા ! તું રોજ રોજ હાસ્યરસમા પ્રવીણ થતી જાય છે હોં !

મોહિનીઃ તો પછી સ્પષ્ટ કહી દોને કે ચિત્રો શા માટે જુવો છો ?

પ્રભાતઃ ભારત વર્ષના વીર અને મહાપુરૂષોના ચિત્રો જોવાથી લાભ નથી ? જે મહારાષ્ટ્રવીર અને ભારતવીરનાં જીવન ચરિત્રો મ્હેં વાંચ્યાં છે ત્હેમનાં ચિત્રો જોવામા શું હાનિ છે ?

પદ્મ: યવનોના ચિત્રો નિરખશો કે નહિ ?

પ્રભાતઃ ત્હાગી પામે છે એ બધાય ચિત્રો હું જોઇશ.

પદ્મકુમારીએ આલબમ ઉઘાડી ચિત્રો બતાવવાનો આરંભ કર્યો. પ્રભાત તે જોતી ગઇ અને પદ્મકુમારી તે દરેકના નામ સૂચવતી ગઇ.

પદ્મ: ( એક ચિત્ર બતાવીને ) જૂઓ આ ચિત્ર !

પ્રભાતઃ આ પુરૂષ કોણ છે ?

પદ્મ: પંજાબપતિ રાજા પૌરવ.

પ્રભાતઃ એણે સિકન્દરનો માર્ગ રોકવાને યથાસાધ્ય પરિશ્રમ લીધો હતો. એ ભારત હિતૈષી-સ્વદેશ પ્રેમી છે. ત્હેને મ્હારા અનેકાનેક પ્રણામ છે. ( ચિત્ર બાજુએ મુકે છે. )

પદ્મ: આ વીર વિક્રમ છે.

પ્રભાતઃ એ યશસ્વી વીર પુરૂષને પણ પ્રણામ છે. ( ચિત્ર બાજૂએ મુકે છે. )

પદ્મ: આ દિલ્હીપતિ રાજા પૃથ્વીરાજ છે.

પ્રભાતઃ એ ક્ષત્રિયકુલભૂષણ છે. ( પ્રણામ કરી બાજૂએ મુકે છે. )

પદ્મ: આ મહાબળી ભારતમાતાનો સુપુત્ર મહારાણો પ્રતાપ છે.

પ્રભાતઃ અહા ! આ ધવલ કીર્તિમાન વિખ્યાત રાણાજી છે. ત્હેમને કોટિશઃ પ્રણામ છે.

આ પ્રમાણે પદ્મકુમારીએ ઘણા ચિત્રો બતાવ્યા જેને પ્રભાતસુંદરી પ્રણામ કરી કરીને બાજુએ મુકતી ગઇ. અંતે અકબર, માનસિંહ, ટોડરમલ શાહજહાં તથા ઔરંગઝેબ વગેરેનાં ચિત્રો જોઇ કોઇને દુષ્ટ, કોઇને કુલાંગાર, કોઇ આવો કોઇ તેવો ઇત્યાદિ અનેક શબ્દોથી વધાવી સર્વ ચિત્રો બાજુએ મુકતી ગઇ.

પ્રભાતઃ સખિ ! ત્હેં તો બહુ ચિત્રો એકઠાં કર્યાં છે. હવે બીજાં નથી ?

પદ્મ: ના.

પ્રભાતઃ ત્હારૂં આલબમ બતાવ તો ખરી. હું જોઉં કે ખાલી થયું છે કે નહિ.

એમ કહી આલબમ ઝુંટાવવા જાય છે. પદ્મકુમારી "હવે કાંઇ નથી પ્રભાત!" કહી આલબમ લઇ દૂર જઇ ઉભી. પ્રભાત આશ્ચર્યચકિત થઇ એકી ટશે ત્હેના સ્હામું જોવા લાગી. આખરે ત્હેણે વિદ્યુદ્વેગે ઉઠી ત્હેના હાથમાંથી આલ્બમ ઝુટાવી લીધું; અને તે ઉઘાડી માંહેથી એક ચિત્ર કાઢ્યું.

તે ચિત્ર વિચિત્ર હતું. તે જોતાંજ પ્રભાતનું હૃદય કંપવા લાગ્યું મસ્તકમાં ઝણઝણાટ થવા લાગ્યો.

પ્રભાતઃ પદ્મા! આ ચિત્ર ત્હેં શા સારૂ સંતાડી રાખ્યું હતું? ભલા કહે તો ખરી!

પદ્માઃ એ તો એમજ.

પ્રભાતઃ આ કયા વીર પુરુષનું ચિત્ર છે?

પદ્માઃ ત્હમે કોનું માનો છો?

પ્રભાતઃ હું તો સમજું છું કે આ તો કામદેવનું ચિત્ર છે અથવા તો સૌન્દર્યની કલ્પિત પ્રતિમા છે. કારણ કે ત્હેનું પ્રત્યેક અંગ મનને મોહ પમાડે છે. શરીરના જે અંગ પર નેત્ર ઠરે છે ત્હાંથી દૃષ્ટિ ઉંચકવી જ ગમતી નથી.

પદ્માઃ એટલા માટેજ એ ચિત્ર ત્હમને નહોતું આપ્યું. કારણ કે એ જોતાંજ રખેને ત્હમે મોહિત થઇ જાઓ.

પ્રભાતઃ નહિ, નહિ, એનો વાસ ત્હારા હૃદયમાં છે એથીજ એને તું વિખુટું નહોતું કરી શકતી.

પદ્માઃ એ તો ચ્હેરા ઉપરથીજ સ્પષ્ટ જણાઇ આવે છે.

પ્રભાતઃ કોના ચ્હેરા પરથી?

પદ્માઃ ત્હારાજ તો!

પ્રભાતઃ મ્હારા ચ્હેરા પર શું છે?

પદ્માઃ અરિસો લઇ જુઓ એટલે જણાશે કે શું છે?

મદનઃ અરિસાની શી જરૂર છે? એનું હૃદયજ અરિસા જેવું છે.

પ્રભાતઃ મ્હારા મુખ ઉપર કેવા પ્રકારનો ભાવ છે તે તો કહે.

પદ્મઃ (લલિતા પ્રતિ દૃષ્ટિપાત કરી) લલિતા! તું જાણે છે ને કે સૂર્ય જ્યહારે પાણીને વરાળ રૂપે ખેંચે છે ત્યહારે આકાશમાં મેઘની વૃદ્ધિ થાય છે.

લલિતાઃ હા, હું બરાબર જાણું છું.

પદ્મઃ તે વાદળાં વૃષ્ટિરૂપે પૃથ્વી પર પડે છે અને પુનઃ વરાળરૂપે આકાશમાં જઇ વાદળાં બંધાય છે.

મદનઃ હા. બરાબર છે.

પદ્મઃ આજ પ્રભાતનું મુખકમળ મલિન અને મેઘાચ્છન્ન કેમ દેખાય છે તે જાણે છે?

લલિતાઃ હા. વૃષ્ટિ થવામાં થોડી ક્ષણનીજ વાર છે.

પ્રભાતઃ હા. કહેતાં જોઓ-મ્હોં ઉદાસ અને મલિન કેમ છે?

પદ્મઃ હવે નહિ કહું. ત્હમે ગુસ્સે થાઓ છો.

પ્રભાતઃ નહિ સખિ. હું ગુસ્સે થતી નથી; પરન્તુ ત્હારી વિજ્ઞાનની વાતો સાંભળવાને ઉત્સુક થઇ રહી છું.

મદનઃ હા બ્હેન! શું કારણ છે વારૂ?

પદ્મઃ આ ચિત્રપટ પ્રતિ કઇ દૃષ્ટિએ જોઇ રહી છે તે તું કહી શકીશ?

મદનઃ હા, હા, બ્હેન! આ પ્રકારે પ્રેમપૂર્ણ દૃષ્ટિએ જોવાથી પ્રેમ રસની જે વૃષ્ટિ થાય છે તે પુનઃ મુખમયંકથી આકર્ષાઇ મેઘરૂપ બંધાય છે.

લલિતાઃ (હસીને) હા, બ્હેન! ત્હારૂં કહેવું સત્ય છે.

પદ્મઃ એટલા માટેજ આજે પ્રભાતનું મુખ મલિન અને મેઘાચ્છન્ન જણાય છે.

મદનઃ વાહ સખિ! તું તો મહા બુદ્ધિમતિ થઇ છે ને શું?

પ્રભાતઃ પદ્મકુમારીને કોણ જાણે કોણે એવી વિદ્યા શીખવી છે. પદ્મ! જે પુરૂષનું આ ચિત્ર છે ત્હેની પાસેથી તું એ વિદ્યા શીખી છે કે શું? તું એને ઓળખે છે? ત્હારે એની સાથે પરિચય છે?

પદ્મ: હું એને ઓળખતીયે નથી ને વિદ્યાએ નથી શીખી. પરન્તુ ત્હારે માટે હું જરૂર એને મળવાને જઇશ.

પ્રભાત: મ્હારે માટે કે ત્હારે માટે ?

પદ્મ: તહમારે માટે.

પ્રભાત: હવે એ બધી વાત જવા દો. પહેલાં કહે કે આ ચિત્ર કયા મહાપુરૂષનું છે ?

પદ્મ: હા બરાબર છે, સત્ય હકીકત કહેતા સહુને ખુરું લાગે છે. આંધળાને આંધળો, લંગડાને લંગડો કહેવાથી જેમ તે ગુસ્સે થાય છે તેમ તું યે આ ચિત્ર પર મોહિત થઇ છે એમ કહેવાથી ક્રોધિત થાય છે.

પ્રભાત: લે ત્હારૂં ચિત્રપટ ! કોણ જાણે શું યે છે કે આજે તું આવીને આવીજ વાતો કર્યા કરે છે

લલિતા: (હસીને) પદ્મ! બિચારી પ્રભાતને આટલી બધી વ્યાકુળ કેમ બનાવે છે ? બિચારી આ ચિત્રપટ પર અંકિત થયેલી મૂર્તિનું નામ ઠામ જાણવાને ઉત્સુક છે અને તું નાહક એને તલસાવે છે.

પદ્મ: હા. બ્હેન પ્રભાત ! તું આનું નામ જાણવાને વ્યાકુળ છે કેમ ?

પ્રભાત: કોઇ મહાવીર પુરૂષનું નામ જાણવાને હું પ્રયત્ન કરૂં તો એમાં શું ગુન્હો કરૂં છું ?

પદ્મ: આ વીર પુરૂષનું નામ 'જગદીશકુમાર' છે. બોલ, બીજું કાંઇ પૂછવું છે ?

પ્રભાત: ત્હેનું નિવાસસ્થાન ક્યહા છે ?

પદ્મ: નાગપુર. અત્રપિપર્યંત ઘણા લોકો ત્હેને પીછાનતા નથી. પરન્તુ ટુંક સમયમાજ ત્હેનું નામ સકળ સંસારમાં વિખ્યાત થશે, ત્હેને લોકો 'કુમાર' કહીને બોલાવે છે; અને એ નામેજ એ ઓળખાય છે.

પ્રભાત: ખરેખર ?

પદ્મ: હા. અત્યારે એ દેશભક્ત, વિરશિરોમણિ, મહારાષ્ટ્રશાર્દુલ ભારતમાતાની સેવાને અર્થે કટિબદ્ધ થઇ બ્હાર પડ્યો છે. પરિવાર તથા

ગૃહનો ત્યાગ કરીને તે પર્વત શિખરે પર નિવાસ કરે છે. ભારતજનનીનો યવનોના અત્યાચારથી ઉદ્ધાર કરવાને કારણે એણે અસિધારાવ્રત ગ્રહણ કર્યું છે.

પ્રભાતઃ એ મહાપુરૂષનું ચિત્ર ત્હેં ક્યહાથી મેળવ્યું ?

પદ્મઃ એક વાર એક વૃદ્ધ સ્ત્રી ચિત્રો વેચવા આવી હતી. ત્હેની પાસે અસંખ્ય ચિત્રો હતાં. આ ચિત્ર પણ એમાજ હતું.

ઉપરોક્ત વાર્તાલાપ દરમ્યાન પ્રભાતે ચિત્રપટ હૈયા સરસું ચાંપ્યું. અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો પ્રભાતની આ દશાએ સહુ સખીઓના હૃદયમા એક નવીન ચિન્તા તથા ઉદ્વેગને ઉત્પન્ન કર્યા. 'પ્રભાતના હૃદયમાં કુમાર પ્રત્યે પ્રેમ ઉદ્‌ભવ્યો છે' આ વિચાર સખીઓના હૃદયમાં આપો આપ ખડો થયો. "આ આકસ્મિક પ્રેમથી પ્રભાતને કોણ જાણે કેવાં ય દુઃખ સહન કરવા પડશે " આ ચિન્તા સહુને વ્યાકુળ કરવા લાગી.

પદ્મઃ (મદનને) ત્હારો ભાઇ પણ આ મંડળીમા સામીલ છે ખરૂં કે ?

મદનઃ હા. તે પણ દેશોપકારક' મંડળીમા દાખલ થયો છે; અને જગદીશકુમારની સાથેજ રહે છે.

પ્રભાતઃ એની મારફત ત્હને કુમારનો પરીચય થયેલો કે ?

મદનઃ ના એક દિવસ હું સૌ ચિત્રો પદ્મ પાસેથી માગીને જોતી હતી તેવામાં મ્હારા ભાઇ આવ્યાના સમાચાર મ્હને મળ્યા. હું ચિત્રો પડતાં મુકી ત્હેને મળવા ગઇ.

પ્રભાતઃ ત્હેને મળવા જવામા ત્હને એટલી બધી તત્પરતા કેમ હતી ?

મદનઃ એ ઘરે દિવસે કોઇ કોઇ વાર આવે છે માટે.

પ્રભાતઃ પછી ?

મદનઃ ચિત્રો પડેલાં જોઇને તે ભાઇએ જોવા માગ્યાં. કુમારનું ચિત્ર તેના હાથમા આવતાજ તે એકાએક ચમક્યો મ્હને ચિત્ર ક્યહાથી મળ્યું એ પુછ્યું. મ્હેં કહ્યું 'પદ્મકુમારીને ત્યહાથી જોવા લાવી હતી' એના વિષે પુછતાં જણાયું કે એ દેશોદ્ધારક મંડળીના નાયક જગદીશકુમારસિંહનું હતું.

પ્રભાતઃ ત્હારો ભાઇ એ મંડળીમા શા માટે દાખલ થયો ? એ તો

શિવાજીની અધીનતામાં રહીને પણ યવનોને ભારતવર્ષમાંથી કાઢી મુકી શકત; અને ભારતમાતાની સેવા બજાવી શકત.

મદનઃ એ શા વિચારથી કુમારની સેવામાં દાખલ થયો એ હું જાણુતી નથી.

પ્રભાતઃ તે અહિં કયારે આવનાર છે ?

એટલામાં મદનમોહિનીની ન્હાની બ્હેન કેતકી ત્ય્હાં આવી ચ્હડી. કેતકીને જોઇને મદને પૂછ્યું, "કેતકી ! કેતકી ! તું અહિં ક્ય્હાંથી ?"

કેતકીઃ આજે ભાઇ આવ્યો હતો.

મદનઃ ત્હેણે શું કહ્યું ? મ્હને બોલાવી તો નથીને ?

કેતકીઃ તે તો ગયો એ ખરો.

મદનઃ કાંઇ કહ્યું નહિ કે ?

કેતકીઃ તે તો કહેતો હતો કે તે દશ દિવસ થયાં અહિં આવ્યો હતો.

મદનઃ દશ દિવસથી ? તો પછી એ ઘેર કેમ નહોતો આવતો ?

કેતકીઃ તે કોઇ જંગલમા રહે છે આજે તે રાયગઢમાં મહારાજ શિવાજીની પાસે જવાનો હતો.

મદનઃ ત્ય્હારે હવે ભાઇની સાથે મેળાપ નહિ થાય કે ?

કેતકીઃ આજે તો તે ઘેરથી તુરતજ ચાલ્યો ગયો. મ્હેં તો રોકવાને કર્યું; પણ તે તો ગયોજ. મ્હારૂં કાઇ ન ચાલ્યું.

મદનઃ હવે તું ક્ય્હાં જાય છે ?

કેતકીઃ પ્રભાતની માતાએ કોણ જાણે શા માટેય મ્હને બોલાવી છે હું ત્હેમની પાસે જાઉં છું.

આટલું કહી કેતકી ચાલી ગઇ.

મદનઃ આજ એક સુઅવસર હાથથી ગયો.

પદ્મઃ કેમ ?

મદનઃ ભાઇને મળાયું હોત તો કુમાર સાથે પ્રભાતનું મીલન કરાવવામાં સુગમતા પડત.

પ્રભાતઃ સખિ ! મ્હેં જેને મ્હારા આરાધ્ય દેવ માન્યા છે; જેની મૂર્તિ મ્હારા મનમન્દિરમાં સ્થાપી છે, જેનો હું પતિ તરીકે સ્વીકાર કરી ચૂકી છું ત્હેની સાથે મ્હારૂં મીલન નહિ થાય કે ? સખિ ! હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું પરણીશ તો તે કુમારનેજ. અન્યથા આ જન્મ કૌમારવ્રત ધારણ કરી જીંદગી વ્યતીત કરીશ.

સખીઓએ પ્રભાતને હસાવવાની ચેષ્ટા કરી; પરન્તુ પ્રભાત કોઇ રીતે ન હસી પણ લલિતાએ એક ઉપાય અજમાવ્યો. ત્હેણે મદનને ગલગલિયાં કર્યાં, મદન હસતી હસતી પદ્મકુમારીને ગલગલિયાં કરવા લાગી. પદ્મકુમારી પણ હસતાં હસતાં પ્રભાત પર પડી અને ગલીપચી કરવા લાગી. પ્રભાતને હસવું આવ્યા વિના રહ્યું નહિ; પરન્તુ આ બધી લીલાને અન્તે પ્રભાતની બંનેય આંખો અશ્રુપૂર્ણ જણાતી હતી.



## પ્રકરણ ૫ મું

### અનુરાગ

સૂર્યનારાયણ અસ્તાચળ પ્રતિ ગમન કરી રહ્યા હતા. આકાશમા એક તારલો ચમકતો હતો. વૃક્ષોની છાયાથી નિર્જન સ્થળ કરતાં વાટિકાઓ કાંઇક વધુ અંધકારયય ભાસે છે.

કમળ બીડાતાં હતાં પરન્તુ કુમુદીની પ્રફુલ્લિત થઇ વાયુ સાથે ક્રીડા કરી રહી હતી. અનેકવિધ પક્ષીઓ વૃક્ષની ડાળીએ બેઠા બેઠા સુલલિત સ્વરે કલ્લોલ કરી રહ્યાં હતાં. પ્રભાતસુંદરીના પ્રમોદવનની અનુપમ છટા નીરખીને હૃદય વિકસતું.

પ્રભાત પોતાના ભુવનની પાસેના પ્રમોદવનમાં પોતાની સખીઓની સાથે આવી રહી હતી. તે રૂપલાવણ્યમયીનું મુખકમળ આજે મલિન દીસતુ હતં ત્હેણે પોતાના દીલનું દર્દ છૂપાવવાને આનંદનો કૃતિમભાવ મુખપર ધારણ કર્યો હતો. પરન્તુ ચન્દ્રની કાલિમા કાઇ છૂપાવી છૂપતી હતી?

ત્હેની આવી સ્થિતિ જોઇને ત્હેની સર્વ સખિયો પણ ઉદાસ બની. પ્રભાત વાટિકાની મધ્યમા આવી રહેલા સંગેમરમરના એક સુન્દર ચબૂતરા પર બધી સખિયોની સાથે બેઠી. ભ્રમરના ગુંજારવથી અને પુષ્પપરિમલથી ઉદ્યાન અત્યંત રમણીય લાગતું હતુ.

પ્રભાત ક્ષણભર ગંભીર વિચારમા ડૂબી ગઇ અને પછી બોલી 'પદ્મ:'

પદ્મ: શું કહ્યું બ્હેન!

પ્રભાત: હું ત્હારાથી કાંઇ છૂપાવતી નથી એ તો તું જાણે છંને?

પદ્મ: હા. એમાં જરાયે સંદેહ નથી.

પ્રભાત: હું ત્હને એક વાત પૂછું છું.

પદ્મ: કઇ?

પભાત: તે દિવસે ત્હેં જે ચિત્ર બતાવ્યું હતું–

પદ્મ: (વાતને કાપીનાખી) હા, હાં, યાદ આવ્યું. પેલું કુમારનું ચિત્રને?

પ્રભાત: હા.

પદ્મ: એ ચિત્રના સંબંધમાં તુ શું પૂછવા માગે છે ?

પ્રભાત: ત્હેં કેમ કરીને જાણ્યું કે એ ચિત્ર જગદીશકુમારનુંજ છે. અને એજ અત્યારે પોતાના ધર્મરક્ષણાર્થે કટિબદ્ધ થયા છે ?

પદ્મ: એ હકીકત ત્હમે મદનમોહનિને પૂછો

પ્રભાત: મદનમોહિની ! તુ શું કહે છે ?

મદન: સાખ ! તું મ્હારા ભાઇ રણવિજયસિંહને તો ઓળખે છેને ?

પ્રભાત: હા. પેલો ઘણા દિવસથી ક્યહાંક ચાલ્યો ગયો છે તેજ ને ?

મદન: હા, તેની મારફતજ કુમારનો પરિચય મ્હને મળ્યો હતો. તું આટલી બધી વ્યાકુળ નથા. હું ત્હારૂં મિલન કુમાર સાથે કરાવી આપીશ. હું ત્હારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે કોઇપણ પ્રયત્ને હુ ત્હારો અને કુમારનો મેળાપ કરાવી આપીશ.

પદ્મ: સખિ! હું પણ પ્રતિજ્ઞા લઉ છુ કે હુંયે ત્હારો અને કુમારનો મેળાપ કરાવી આપીશ: અને ઇશ્વર કૃપાથી મહારાષ્ટ્ર ક્ષત્રિય કન્યાની આ પ્રતિજ્ઞા નિષ્ફળ નહિજ જાય.

મદન: પ્રભાત ! ધીરજ રાખ. ઇશ્વરની ઇચ્છા હશે તો ત્હારૂં અને કુમારનું મિલન થવામાં વિલંબ નહિ થાય.

પ્રભાત: મ્હારા નયનોના તારા ! મ્હારા હૃદયમન્દિરમા વિરાજતા દેવ ! ત્હને શીઘ્ર દર્શન આપી આ અભાગિની પ્રભાતના હૃદય કમળને વિકસિત કરો.

લલિતા: સખિ ! હવે આપણે ઘર તરફ જવું જોઇએ: કારણ કે આજે બહુ વિલંબ થયો છે અને ઠંડી પણ વિશેષ લાગે છે.

પ્રભાત: સખિ ! જો તો ખરી ! પેલા કદમ્બવૃક્ષની પાસે શું છે ? ચન્દ્રદેવ પૂર્વ આકાશમાં ઉદય પામતા હોય એમ જણાય છે.

પદ્મ: ચન્દ્ર નથી એ તે કોઇ મનુષ્ય હોય એમ લાગે છે.

લલિતા: ત્હેનું મુખ અગ્નિ સમું પ્રજ્વલિત-દેદીપ્યમાન જણાય છે. સ્વર્ગલોકમાંથી કોઇ દેવ મૃત્યુલોકમાં ઉતરી આવ્યા હોય તેમ લાગે છે.

પદ્મ' ( લલિતાને ) સખિ ! જો તો ખરી એ કોણ છે ?

મદન: હું પણ જોઉં છું.

આટલું કહી મદનમોહિની પણ લલિતાની સાથે કદમ્બવૃક્ષ તરફ દોડી. વૃક્ષની પાછળ ઉભેલા પુરૂષે મદનમોહિનીને પોતા તરફ આવતી જોઇ લજ્જા અને ભયથી મસ્તક નમાવ્યું: અને અનેક પ્રકારના પુષ્પોથી લચી રહેલા વૃક્ષોની ઘટામાથી નિરખતા નયનો ફેરવી લઇ શીઘ્રતાપૂર્વક બહાર નીકળી જવાને ઉદ્યમ થયો. એટલામાજ મદનમોહિની ત્હેની પાસે જઇ પહોંચી અને પૂછ્યું: " મહાશય ! આપ કોણ છો ? "

પુરૂષ: હું ગમે તે હોઉ: પરન્તુ આ ઉદ્યાનમા હું આજ્ઞા વિના દાખલ થયો તે માટે અત્યંત દિલગીર છું. મ્હને ક્ષમા કરજો. આ ઉદ્યાન સ્ત્રીઓને માટે છે એ હું જાણતો હોત તો કદાપિ અંદર દાખલ થવાનું સાહસ ન કરત.

લલિતા: આપનું નિવાસસ્થાન ક્ય્હાં છે ?

પુરૂષ: સત્ય કહુ તો મારૂ નિવાસસ્થાન અહિં નથી, અને એટલા માટેજ હું આ ઉદ્યાનને સ્ત્રીઓનું પ્રમોદવન ન સ્હમજ્યો.

મદન: આપનું નિવાસસ્થાન કયું તે જણાવશો ?

પુરૂષ: હું નાગપુર રહું છું.

મદન: ત્હમારે અહિં આવવાનું કેમ થયું ?

પુરૂષ: અમે ઘણા માણસો છીએ; અને રાયગઢ શિવાજી મહારાજ પાસે જઇએ છીએ.

લલિતા: આપનું નામ શું તે કહેશો ?

પુરૂષ: મ્હારૂ નામ જાણીને ત્હમારે શું કામ છે ? હું હવે અહિંથી જાઉં છું.

મદન: ત્હમારૂ નામ જણાવવામા હરકત શી છે ?

પુરૂષ: કાંઇજ નહિ, મ્હારૂ નામ જગદીશ.

મદન: શું આપજ શ્રી જગદીશકુમારસિંહ કે ?

પુરૂષ: (વિસ્મય પામી) હા: પણ એ ત્હમે કેમ જાણ્યું ?

મદન: કુમારસિંહ ! આપ કૃપા કરી મ્હારૂં એક કાર્ય કરશો કે ?

કુમારઃ શું છે ? કહો.

મદનઃ મ્હારી સખી પ્રભાત-જે આ ઉદ્યાનની સ્વામિની છે-તે આપને મળવાને વ્યાકુળ થઇ રહી છે.

કુમારઃ (વધારે આશ્ચર્ય મુગ્ધ થઇ) મ્હને મળવાને માટે ?

મદનઃ હા, હા. ત્હમને જ.

કુમારઃ નહિ, નહિ. આવી ગાંડી ગાડી વાત મ્હારી પાસે ન કરો.

મદનઃ જરા કૃપા કરી પધારો તો ઘણું સારૂં (આંગળી ચીંધીને) જૂઓ ! પ્રભાત ત્યાં બેઠી બેઠી આપના મુખચન્દ્રની ચાતકદ્રષ્ટિએ માર્ગ-પ્રતિક્ષા કરી રહી છે.

કુમારઃ હું કોઇ પણ સ્ત્રી સાથે વાત કરવા ઇચ્છતો નથી. કદાચિત કોઇની નજર પડે તો વળી ઉપાધી વળગે.

આટલું કહી કુમાર બ્હાર જવાને આગળ વધ્યોઃ પરન્તુ મદનમોહિની અને લલિતાએ ત્હેને પકડી પ્રભાતની તરફ ખેંચ્યોઃ અને પ્રભાતની પાસે લઇ ગઇ. કુમાર પણ એક શબ્દ યે બોલ્યા વિના ત્હેમની સાથે ઘસડાઇ આવ્યો. ત્હેનું મન પણ પ્રભાતને દૂરથી જ જોતાં ચંચળ થયું હતું. કુમાર પ્રભાતની સન્મુખ ઉભો રહ્યો. તે એકાએક કાંઇ બોલવાનું સાહસ કરી ન શકયો.

પ્રભાત અને કુમારની દ્રષ્ટોદ્રષ્ટ મળતાંજ કુમારની દશા અસંત શોચનીય થઇ ત્હેના શરીરમા અગ્નિની જ્વાલા ભભૂકી ઉઠી. પ્રભાતની અગ્નિબાણ સમી નયન કટારીથી વીંધાઇ કુમાર ચંચળ બન્યો. ચારે તરફ અંધારૂં છાઇ રહ્યું. વાક્શક્તિ અદ્રશ્ય થઇ ગઇઃ સ્મરણશક્તિ ભૂંસાઇ ગઇ. કુમાર પોતાને મરૂભૂમિમાં આવી ઉભો હોય એમ માનવા લાગ્યો.

રતિપતિ ! ત્હારૂં વદન અસંત વિકરાળ છે. આજે આ વીર કુમારની દશા પણ ત્હારા પાશમાં ફસાવવાથી અસત શોચનીય થઇ હતી. જે વિ-દ્યુત સમી ચમકતી તલવારને જોઇને ઉત્સાહિત થઇ હસતોઃ અને અન્યને પણ ઉત્સાહિત કરતોઃ વીરહાક સાંભળી જેનું વક્ષઃસ્થળફુલાતું હતુંઃ દુશ્મ-નોના અસંખ્ય દળને જોઇને રણસંગ્રામમાં સિંહની માફક નિર્ભયપણે ઘૂમતો હતોઃ તે આજે એક રમણીના નયનશરથી વીંધાઇ દીન ભાવે ઉભો હતો.

જે તલવારોના ખણખણાટ સાભળી ઉછળી પડતો; પોતાના શરીરમાંથી વહેતા રકતમાં સ્નાન કરતો શત્રુઓને ધરાશયી કરતો. આજે તે કોમલાંગી રમણીની સન્મુખ કાષ્ટના પૂતળા સમો ઉભો હતો.

કુમાર નજર આવ્યા બાદ પ્રભાતે મદનમોહિનીને પૂછયું: "આ પુરુષ કોણ છે: અને કયા હેતુથી આ ઉદ્યાનમાં પ્રવેશ કર્યો હતો?"

મદન: (હસીને) તેઓ ઉદ્યાનમાં ચોરી કરવા આવ્યા હતા.

કુમાર ચુપાચુપ ઉભો ઉભો એકી ટશે પ્રભાતની સુન્દરતા નિરખી રહ્યો હતો.

પ્રભાત: "તું એમને મ્હારી કને શા માટે લાવી? શાની ચોરી કરતા હતા એ?

મદન: તું જ એમને શોધતી હતી તો! એ તો ત્હારા હૃદયનો ચોર છે:

પ્રભાત: (વ્યગ્ર થઇ) શું? શું કહ્યું? આ તુ શુ બકે છે? શું આ કુમાર પોતે છે?

આટલું કહી પ્રભાતે કુમાર તરફ દૃષ્ટિ ઢાળી. ત્હેના તરફ જોતાંજ પ્રભાતના હૃદયમાના પ્રેમાસ્રોતનો બંધ તૂટી ગયો. તે કુમાર તરફ એક દૃષ્ટિએ જોઇ રહી. ભય અને લજ્જા પ્રેમના અગાધ જલમા ડૂબી ગયા. પ્રભાતને સુધાશુના સુધા કિરણનું પાન કરવાની ઇચ્છા થઇ આવી; પરન્તુ એ સાહસ એનાથી થઇ શકયુ નહિ. કેવળ એના હૃદયની વ્યાકુળતા વધતી ચાલી.

પદ્મ: (હસીને) પ્રભાત! હવે ત્હારા ચિત્તચોરની સાથે કેમ બોલતી નથી?

પ્રભાત કાંઇ ન બોલી.

મદન: અમારી હાજરીમા બોલતા શરમાતી હોય તો કહે. અમે ચાલ્યા જઇએ.

પ્રભાત કાઇ ન બોલી.

---

## પ્રકરણ ૬ ઠું.

### તપાસ

આજ પૂનામાં સર્વત્ર શાન્તિ હતી. ઘરનાં બારણા લગભગ બધાંય બંધ જણાતાં હતાં. દુકાનદારોની દુકાનો બન્ધ હતી. ભૂખ્યા કુતરાઓ ચારે બાજૂએ દોડતા નજરે પડતા હતા. સ્થળે સ્થળે યવન સિપાઇઓ અહિં તહિં નજર ફેંકતા ઉભા હતા.

પૂનાના એક મુખ્ય માર્ગે થઇ અસંખ્ય યવન યોદ્ધાઓ શસ્ત્રોથી સજ્જ થઇ ક્યહાંક જતા હતા. એમને મોખરે એક યવન સરદાર ખુલ્લી તરવાર લઇ ચાલતો હતો. મ્હોટી મુછો અને લાંબી ભરાવદાર દાઢીના વાળ ત્હેના ચ્હેરાને વધુ ભયંકર બનાવતા હતા. અંગે અંગે વીરતા ટપકતી હતી.

એની સાથે બીજા ત્રણ પુરૂષો પણ હતા; અને ત્હેમણે દાઢીમૂછો મુંડાવેલાં હતાં. એ ત્રણે આપણા પૂર્વ પરિચિત જાસુસ હતા. હસી હસીને વાતો કરતા, તરવારો ચમકાવતા, છાતી ફુલાવતા, તેઓ નગરની બ્હાર નીકળ્યા: અને એક ગાઢ જંગલમાં આવેલા પર્વત પર ચ્હડવા લાગ્યા. પર્વતના વાંકાચૂંકા માર્ગે થઇ આ ન્હાની ટોળકી એક ગુફા પાસે આવી પહોંચી. ત્યારબાદ સૌને બ્હાર ઉભા રાખી ત્રણે જાસુસો સરદાર ફતેહખાંન સાથે એ અન્ધકારમય ગુફામાં ઉતર્યા. થોડે દૂર જતા તેઓ પ્રકાશમાન સ્થળે આવ્યા. આ સ્થળ અત્યંત સુન્દર અને વિશાળ હતું: પરન્તુ તદ્દન નિર્જન હતું.

બહુ તપાસને અન્તે કોઇનો પત્તો મળ્યો નહિ; એટલે નિરાશ થઇ તેઓ ગુફાની બ્હાર આવ્યા. ફત્તેહખાંએ કહ્યું: "તમે જાસુસી શું ધુળ કરવાના હતા? દુશ્મનો ક્યહા રહે છે ત્હેનીયે ખબર નથી?"

અલીખાં: હુજૂર! મ્હને ચોક્કસ યાદ છે કે દુશ્મનોએ આ ગુફામાં પડાવ નાખ્યો હતો.

ફત્તેહ: જો એમજ હોત તો આપણે અત્યારે ખાલી હાથે પાછા ફર્યા ન હોત. કાંતો દુશ્મનના રક્તથી આપણી તલવાર તૃપ્ત થાતઃ અથવા તો દુશ્મનોને ગિરફતાર કર્યા હોત.

અલીઃ હુજૂર ! આપણી ભૂલ નથી. જૂઓ. આ પત્થર પર ત્હેમણે જે નિશાન કર્યું હતું તે હજુએ એમનું એમ છે.

ફત્તેહ: તો પછી તેઓ ગયા ક્યહાં ?

મહોબતઃ આપણા આવવાના સમાચાર સાંભળી તેઓ ક્યહાંક બીજે સ્થળે ગયા હોય તો તે સંભવિત છે.

અલીઃ નહિ. આપણા આવવાની ખબર એમને આટલી બધી વ્હેલી પડે એ તદ્દન અસંભવિત છે; અને તે છતાંયે ખબર પડી હોય તો તુરત ન્હાસી છૂટવું મુશ્કિલ છે.

ફત્તેહ: એટલે એતો નક્કીજ કે તેઓ આ પ્હાડ પર ક્યહાંક સંતાયા હશે.

મહોબતઃ હા. એ સંભવિત છે.

ફત્તેહ: તો પછી વખત શા માટે ગુમાવો છો ? પહાડના દરેકે દરેક ભાગમાં ફરી વળો.

આ હુકમ સાંભળતાંજ સૌ સિપાઇઓ શત્રુની શોધમાં ચાલ્યા.

કેટલાક દિવસો પહેલાં ઉપરોક્ત ત્રણે જાસુસો સન્યાસીના વેષમાં આ પર્વતની ગુફા પર્યન્ત કુમાર અને ચન્દ્રશેખર બાબાની પાછળ પાછળ આવ્યા હતા; અને દશ દિવસ પર્યન્ત રોકાયા હતા.

આ પર્વતપ્રદેશમાં કુમાર તથા ત્હેની સેનાને શોધતાં શોધતાં સિપાઇઓ થાકી ગયાઃ સન્ધ્યા પડી સૂર્યભગવાન અસ્તાચળે પહોંચી ગયા. પર્વતમય અરણ્ ઘોર અન્ધકારે ઘેરાઇ ગયું: અને કોઇનો પત્તો ન મળ્યો. એટલામાં એક ખૂણામાંથી માણસની બૂમ સાંભળી સર્વ સિપાઇઓ એ દિશા તરફ દોડયા; અને જોયું તો એક વાઘ એક યવન સિપાઇને મ્હોંમાં લઇ ચાલ્યો જતો હતો. એ મનુષ્યને છોડાવવાને સૌ દોડયા. પરન્તુ વાઘ તો કોણ જાણે ક્યહાંએ અદશ્ય થઇ ગયો, ત્હેનો પત્તો ન મળ્યો.

ફત્તેહ: ( સૌને ) હવે દુશ્મનની તપાસ કરવાને યત્ન ન કરે. આ જંગલ વાઘ વરૂ જેવાં ખૂની જાનવરોથી ભરપૂર છે. અહિંથી જલ્દી ચાલો.

અલી: હુજૂર ! જો દુશ્મને અહિં હોત તો અત્યારસુધીમા હેમનો પત્તો મળ્યા વિના ન રહેત.

આટલી વાતચીત પછી ફત્તેહખાએ સીટી બજાવી; અને છૂટાછવાયા યવન યોદ્ધાઓ ત્હો એકત્ર થયા. સૌ સાથે પર્વત પરથી ઉતરી એક મયદાનમાં આવી પહોંચ્યા. આ સ્થળ-નિર્જનસ્થાન-આજે અનેક પ્રકારના જાનવરોથી ઉભરાયેલું હતું. અનેક તંબુઓ તાણેલા હતા. આ તંબુમાં અસંખ્ય સિપાઇઓ નજરે પડતા હતા. તંબુની બ્હાર સશસ્ત્ર યવન યોદ્ધા ફરી રહ્યા હતા.

થોડીવારમાં એક વિશાળ તંબુમાં સરદાર ફત્તેહખા તથા ત્રણે જાસુસોએ પ્રવેશ કર્યો. દ્વારપાલ કાંઇ ન બોલતાં ઉભો રહ્યો; અને ફત્તેહખાંની સેના એક બીજા તંબુમાં ચાલી ગઇ. ફત્તેહખા અને ત્રણે જાસુસ તંબુના બીજા ભાગમાં એક વીર પુરૂષ દેખાતો હતો ત્હેની પાસે આવ્યા. ત્હેની વિશાળ આંખો રક્તવર્ણી હતી; રંગ ગોરો; પરન્તુ દાઢીમૂછોને લીધે ચહેરો ભયંકર લાગતો હતો.

એટલામાં કોઇએ સીટી બજાવી. કુમાર ચમકીને ચારે તરફ જોવા લાગ્યો; અને દીર્ઘનિઃશ્વાસ નાખી પાછળ હટ્યો. કોઇ કાંઇ બોલ્યું નહિ. કુમારે ઉદ્યાનમાંથી બહાર નીકળતા પાછા ફરી બે ત્રણવાર જોયું બ્હાર જઇ ત્હેણે જોયું તો તળાવની પાસે કેટલાક મનુષ્યો એકત્ર થયાં હતાં. પાસે આવતાં ચન્દ્રશેખર બાબાએ પૃછ્યું:- “ કુમાર ! તું અત્યાર સુધી ક્યહાં હતો ? ”

કુમાર: ‘ ગુરૂ ! હું આ વાટિકામાં ભમતો હતો.

ચન્દ્ર: આમ ઉદાસ કેમ બન્યો છે ?

કુમાર: (હસીને) સંસારની લીલા જોઇને.

ચન્દ્ર: આ સમય લીલાઓ જોવાનો નથી. સમયાનુસાર કામ કર. તું શી લીલા જોતો હતો કુમાર ?

કુમારઃ (વાત ઉડાવી દઇ ) બધાએ આવી ગયા કે શું ?

ચન્દ્રઃ કોણ જાણે તું કેનીયે લીલા જોવા ગયો હોઇશ ! ચાલ આપણુ બધાને શીઘ્ર રાયગઢ તરફ જવાનું છે.

આ હકીકત સાંભળતાં જ કુમાર અશ્વારૂઢ થયો, અને સર્વ યોદ્ધાની સાથે રાયગઢ તરફ ચાલ્યો.

કુમારનો માર્ગ સુખપૂર્વક ન કપાયો. તે લાખ્ખો પ્રકારની ચિન્તા તરંગોમા હિંડોળા ખાતો ચાલ્યો જતો હતો. મનમાંજ વિચાર સ્ફુર્યો: " એ રમણી કોણ હતી તે ન જણાયું. મ્હને આ મહાન સેવાવ્રતમાંથી ભ્રષ્ટ કરવાને ઇન્દ્રની માયા તો નહિ આવી હોય ? એ સૌન્દર્યમયી રમણી રતી અથવા રંભા તો નહિ હોય ? અવશ્ય એ માયાજ હતી. તે માયા મ્હને આ દેશસેવાથી વિમુખ કરવા માટે રચાઇ હોય એમ લાગે છે. પ્રભો ! દયા કરજે ! જો એ માયા હોય તો એની ચિન્તા મ્હારા હૃદયમાંથી દૂર કરજેઃ જો ખરેખર કોઇ રમણીજ હોય તો મ્હારૂં મિલન-જીવનમિલન એ ચન્દ્રાનનીની સાથેજ કરજેઃ એજ પ્રાર્થના છે ! "

કુમારના ચાલ્યા ગયા બાદ મદનમોહિનીએ ફાટક બન્ધ કર્યું . અને સર્વે સખીઓ...પ્રભાતના નિવાસ સ્થાને ગઇ. પ્રભાત શય્યા પર બેસી કુમારની ચિન્તા કરવા લાગીઃ અને સૌ સખીઓ ત્હેને ગલગલિયાં કરવા લાગી.

સરદાર ફત્તેહખાંએ અદબ પૂર્વક ત્હેને સલામ કરી. ત્રણે જાસુસોએ પણ ખૂબ વદને સલામ ભરીઃ અને તે વીર પુરૂષ શાઇસ્તખાંની પાસે બેઠાં.

શાઇસ્તઃ ફતેહખાં ! શા સમાચાર છે ? મને લાગે છે કે પંખી પિંજરમાંથી ગયું છે.

ફત્તેહઃ હા. સત્ય કહ્યું. પંખીને ફસાવા જતાં ઉલટો આપણો એક માણસ ફસાઇ પડ્યો.

શાઇસ્તઃ ( ગભરાઇને ) શું દુશ્મનોના હાથે આપણો એક માણસ માર્યો ગયો ?

ફત્તેહઃ નહિ હજુર ! એ ઉંદરડાઓની તે શી તાકાત કે આપણી સ્હામે આવે ?

શાઇસ્ત: તો પછી શું બન્યું?

રસ્તેહ: દુશ્મનોનું તો નામ નિશાન કાંઇ નથી. અમે તો આખો દિવસ શોધી શોધીને હેરાન થઇ ગયા.

શાઇસ્ત: કેમ અલીખાં! ત્હમે તો કહેતા હતાને કે દુશ્મનોને દીઠા છે! કાંઇ ભુતાવળને તો દીઠી નહોતી ને?

અલી: મહેરબાન! અમે જ્યહારે સંન્યાસીના સ્વાંગમાં ઘૂમતા હતા ત્યારે અમે એક સંન્યાસીને ત્યહાં જતાં જોયો હતો. અમે પણ છૂપાઇને એ સંન્યાસીની અને બીજા લોકોની વાતો સાંભળી હતી.

શાઇસ્ત: તેઓ શી વાતચીત કરતા હતા?

અલી: મુસલમાનોને કોઇ પણ રીતે હિન્દની બ્હાર કાઢવા જોઇએ? એ હકીકતજ મુખ્ય હતી.

શાઇસ્ત: આજે એ બધા ક્યહાં ચાલ્યા ગયા?

અલી: અમારા આવ્યાની હકીકત જાણી તેઓ ન્હાસી ગયા હોય એમ લાગે છે.

શાઇસ્ત: સંભવિત છે; પરન્તુ હવે શું કરીશું?

અલી: હજૂર! કોઇ પણ હથિયારબન્ધ માણસને શહેરમાં દાખલ ન થવા દેવો એવો હુકમ સિપાઇઓને આપો. શહેર બ્હારજ ત્હેની તપાસ કરી અન્દર દાખલ થવા દો.

શાઇસ્ત: એ હુકમ તો મ્હેં કયારનો ય આપ્યો છે.

અલી: એ ઠીક કર્યું.

શાઇસ્ત: ત્હમે સૌ સાવચેત રહેજો: અને દુશ્મનોની હિલચાલ પર નજર રાખતા રહેજો શહેરમાંથી કયા માણસો દુશ્મનોને ભળતા છે એની તપાસ કરજો. દુશ્મનો ક્યહાંય છૂપાય નહિ: અને અવસર જોઇ ચ્હડાઇ લઇ આવે એની ખાસ કાળજી રાખજો.

અલી: વારૂ. હવે અમે રજા લઇએ છીએ.

શાઇસ્ત: જાઓ: અને હોશિયારીથી કામ કરો.

ત્યારબાદ ત્રણે ગુમાસ્તો સલામ કરી ચાલતા થયા: અને અંધારામાં અદૃશ્ય થઇ ગયા.

---

## પ્રકરણ ૭ મું

## શિવાજી




ત્રિ ઘણી પસાર થઇ હતી. કૃષ્ણપક્ષની રાત્રિ હોવાથી ચારે દિશાઓ અંધકારમય હતી.

આજકાલ શિવાજી રાયગઢનો ત્યાગ કરી સિંહગઢમા રહેતા હતા. આજે તે એક વિશાળ ભુવનમાં અસંખ્ય મનુષ્યોની મધ્યમા બેઠા હતા મહારાજ સિંહાસન પર વિરાજમાન હતાઃ અને ત્હેમની નજીક એક સંન્યાસી બેઠા હતા. તે આપણા પૂર્વપરિચિત 'ચન્દ્રશેખર બાબા' હતા મહારાજની એક બાજુએ પ્રતાપરાવ ગૂર્જર જે સેનાપતિ હતો. અને સંન્યાસીની પાસે કુમાર જગદીશ બેઠા હતા. આ ઉપરાંત બીજા અસંખ્ય વીર વીરાસન લગાવી ઢાલ તરવાર લઇ બેઠા હતા.

કેટલીક ક્ષણ બાદ શિવાજીએ દરેક પ્રતિ દૃષ્ટિ ફેરવી. એ દૃષ્ટિ એવી હતી કે કોઇ મનુષ્ય એ ઝીલવાને સમર્થ ન હતો- ત્યાર બાદ શિવાજીએ કહ્યું: "પ્રિય બન્ધુઓ ! આજકાલ આપણે એક મહાવ્રતની પૂર્ણાહુતિ કરવાને તત્પર થઇ રહ્યા છીએ એ હકીકત તો સુવિદિત જ છે એ વ્રતનું સંપૂર્ણ પણે પાલન કરી યશ તથા ધન પ્રાપ્તિ કરવી એમ નથીઃ પરન્તુ અનેક અત્યંત ઉચ્ચ અલભ્ય વસ્તુઓની પ્રાપ્તિ કરવાની છે. એ વસ્તુઓ કઇ છે ? "ધર્મની રક્ષા. દેશની રક્ષા. દેવતાઓની રક્ષા. જાતિની રક્ષા, ગૌ બ્રાહ્મણની રક્ષા તથા વૈભવની રક્ષા ' કદાપિ કોઇ કહે કે આ સવની રક્ષાથી શો લાભ ? તો એ પ્રશ્ન પણ ઉઠે કે ત્હમારા જીવનનો શો હેતુ ? ભાઇઓ ! સંસારમાં માતા પિતા ભાઇ ઇત્યાદિ કોઇ કોઇમાં નથી રહેતાં; કેવળ યશ અપયશજ રહે છે. માટે આપણે આપણા કર્તવ્યથી વિમુખ ન થતાં; આત્મ સમર્પણ કરી આપણો જીવનોદેશ સફળ કરીએ. જય માતા ભવાનીની ! "

આ અન્તીમ મંત્ર સૌ કોઇએ ઝીલી લીધો. ત્હાર બાદ પ્રતાપરાયે ઉભા થઈ કહ્યું: "વીરવર ! આ ભારતજનની યવનોના અત્યાચારથી કંપી રહી છે. નિરન્તર ગોવધ થતો જોઇ ત્રણે લોક કંપી રહ્યાં છે. ભારતનાં વીર સંતાનોને યવનનોની સેવામાં જતા જોઇ: પૃથ્વી રસતાળમાં જતી જાય છે. હાય ! એને ઉગારનાર કોઇ નથી ! ગૌબ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોનો દિનપ્રતિદિન હ્રાસ થતો જાય છે, સતીસાધ્વીઓનું સતીત્વ નષ્ટ થતું જાય છે કોણ એવો પાતકી નરાધમ, હશે કે જે આ કષ્ટના નિવારણ કાજે શરીરમાં રક્તનું ટીપું રહે ત્યાં સુધી કૃત-સંકલ્પ નહિ બને ? બોલો, જય ભવાનીની ?"

પુનઃ આ અન્તિમ વાકય સૌએ ઉચ્ચાર્યું. પરન્તુ એ અવાજ શોક મિશ્રિત હતો. સૌનાં નયનોમાથી અશ્રુબિન્દુ વૃષ્ટિની માફક ટપકવા લાગ્યાં. થોડી વાર સુધી સમસ્ત ભુવનમાં શાન્તિ ફેલાઇ રહી. ત્યારબાદ જગદીશ કુમારે ઉભા થઇ કહ્યું. "મિત્રો ! શીઘ્રજ વીરતાની પત કા કેવળ મહારાષ્ટ્રમાજ નહિઃ પરન્તુ સમસ્ત ભારતવર્ષમા ફરકાવો, નહિ તો આ દેશને ચન્દ્રસમાં સુખદાયક પ્રદેશનો યવન રૂપી રાહુ ગ્રાસ કરી જશે. મહારાષ્ટ્રના સાચ્ચા સપુતો ! ઉઠો, વિલંબ ન કરો. યવનોનું એક દળ પૂનામા જઇ પહોંચ્યું છે. હવે જો ક્ષણનો પણ વિલંબ થશે તો સમસ્ત મહ રાષ્ટ્ર યવનોના હાથમાં જશે."

આટલું બોલી કુમાર બેસી ગયો. અન્તે સંન્યાસી ઉભા થયા. તેઓ બોલ્યા, "મહારાષ્ટ્રના વીર શાર્દૂલો ! આ સમય ત્હમારા વીર ધર્મની પરીક્ષાનો-કસોટીનો આવી પહોંચ્યો છે. વીરવર ! આ વીરપ્રસૂતા જનનીની સેવા કરવામાંજ જીવનનું સાચ્ચું ફળ છે. કહ્યું છે કે:

'किन्तेन यातु जातेन मातुः यौवनहारिणा ।
आरोहति न यः स्वस्य वंशस्याग्रे ध्वजो यथा ॥
परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
जातस्तु गरियते सोऽन्वयः स्फुरेच्च श्रियाधियः ॥'

ત્હમારી સંખ્યા શત્રુની સંખ્યા કરતાં થોડી છેઃ પણ તેથી શું ? શું સિંહ કદાપી હસ્તીસમુહને જોઇ ભયભીત બને ખરો ? કદાપી નહિ. કહ્યું છે કેઃ

**अत्युत्कटे च रौद्रे च शत्रो प्राप्ते न हीयते ।**
**धैर्यं यस्य महीनाथो न स याति पराभवम् ॥**

વીરગણુ ! આ અસહાય માતૃભૂમિની રક્ષાને કાજે કટિબદ્ધ થાઓ. મગ્વાનું નો જન્મ ધારણ કર્યો તે દિવસનું લખેલુંજ છે. ધર્મથી વિચલીત થતા નર્કમા પડશો. સંગ્રામમાં મૃત્યુ થશે તો વૈકુંઠમાં જશો; અને ત્હમારો કિર્તિધ્વજ ફરફરશે.

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥**

જય દુર્ગે !"

સંન્યાસીના બેસી ગયા બાદ ક્ષણભર સૌએ મૌન પકડયું. ત્હાર પછી પ્રતાપરાવે શિવાજી મહારાજને પૂછ્યુંઃ મહારાજ! ઔરંગઝેબથી જે શત્રુસેના શાઇસ્તખાંની આધિનતા નીચ આવી છે ત્હેણે આપના પુનીત ભુવન આગળ પડાવ નાખ્યો છે; જેમાં આપે આપનું બાળપણુ ગાળ્યું હતું ત્હેને માટે આપની શી આજ્ઞા છે ? હું ઇચ્છું છું કે હમણાંજ જઇને એમનો હરકોઇ પ્રકારે નાશ કરૂં

શિવાજીઃ આવા કાર્યમા ઉતાવળ કરવાથી લાભને બદલે હાનિ થવાનો વિશેષ સંભવ રહે છે. વીરતાપૂર્વક એ વીર, પરાક્રમી તથા અસંખ્ય શત્રુઓનો નાશ કગ્વાનો છે.

ચન્દ્રશેખરઃ વીર શિરોમણી ! આપ શત્રુસૈન્ય સાથે યુદ્ધ કયા પ્રકારે કરવા ધારો છો ?

શિવાજીઃ મહારાજ ! તેઓ ધર્મયુદ્ધ નહિ કરતાં સદાયે છળકપટથી ભારતવર્ષનો નાશ કરી રહ્યા છે, આપણે થોડી સંખ્યાએ મહાન સૈન્ય સાથે બાથ ભીડી છેઃ એટલે કળથી કામ લેવાનું છે.

ચન્દ્રશેખરઃ સાચું કહ્યુંઃ રાજનિતીનો એવોજ મત છે.

શિવાજીઃ આપણે એ પ્રમાણે કામ ન લઇએ તો આપણા સૈન્યનો ક્ષણભરમાં વિનાશ થઇ જાય.

ચન્દ્રશેખરઃ આપનું કહેવું તદ્દન સાચું છે. મ્હારો મત પણ એવો જ છે. દુષ્ટોને કોઇપણ પ્રકારે હાંકી કાઢવા જોઇએ. મોગલ સેના કેટલાયે દિવસોથી પૂનામાં આવીને પડી છે ત્હેને ન્હસાડવાનો શીઘ્ર ઉપાય યોજવો જોઇએ.

શિવાજીઃ થોડાક વીર યોદ્ધાઓને લઇ ગુપ્ત રીતીએ નવાબને મારી હટાવીએ અને પછીથી ત્હેના સૈન્યને અલ્પ સમયમાં પરાસ્ત કરીએ એમ હું ઇચ્છું છું.

સંન્યાસીઃ થોડા મનુષ્યની સંખ્યાવડે શાઇસ્તખા સુધી પહોંચવું એ કઠીન છે; મુશ્કેલી ભરેલું છે.

શિવાજીઃ મહારાજ ! આપની કૃપા અને માતા દુર્ગાની દયાથી હું ત્હાં સુધી નિર્વિઘ્ને પહોંચી જઇશ.

ચન્દ્રશેખરઃ કદાચિત કોઇ પણ પ્રકારે પૂનામા દાખલ થઇ શકોઃ પરન્તુ છેક શાઇસ્તખાં સુધી પહોચવું અશક્ય છે; કારણ કે ત્હેની આસપાસ સખ્ત પ્હેરો છે

શિવાજીઃ મહારાજ ! એના નિવાસ્થાન પર્યન્ત પહોંચવું કઠિન છે. ત્હાં પહોચ્યા પછી પોબાર.

ચન્દ્રશેખરઃ રક્ષકોને મારીને પણ અન્દર દાખલ થશો કે શું ?

શિવાજીઃ નહિ. એમ કરવાથી શત્રુસેના ચારે તરફ આવી પહોંચશે તો પછી મ્હારી જાતને બચાવવાનું પણ મુશ્કેલ થઇ પડે. એની સેના કેટલેક દૂર પડાવ નાખી બેઠી છે એ એક રીતે સારૂ છેઃ આપણા લાભની વાત છે.

ચન્દ્રશેખરઃ તો પછી શું કરશો ?

શિવાજીઃ એક ગુપ્ત માર્ગ છે તે દ્વારા જઇ પહોચીશ

ચન્દ્રશેખરઃ ત્યારે તો આપણી ધારણા સહજમાં પૂર્ણ થશે. સાથે કેટલા માણસોને લઇ જવા ધારો છો ?

શિવાજી: વીસ પચ્ચીસ માણસો બહુ થશે.
ચન્દ્રશેખર: ( આશ્ચર્યથી ) બસ !
શિવાજી: હા.
ચન્દ્રશેખર: અહિંથી ઉપડવાનું ક્યહારે નક્કી કર્યું છે ?
શિવાજી: બે ત્રણ દિવસમાં જરૂર.

આ વાતચીત સાંભળતાંજ એક યોદ્ધો ઉભો થયો અને બોલ્યો, " મહારાજ! આપની આજ્ઞા વિના અમે કંઇ કરી શકીએ તેમ નથી; પરન્તુ યવનો પૂનામા આવ્યાનું સાભળી બે ત્રણ દિવસ રોકાઇ રહેવું એ અસહ્ય લાગે છે. જો આજ્ઞા હોય તો અમે એમને પૂનાની બ્હાર હાંકી કાઢીએ. યવનોના અપવિત્ર આચાર વ્યવહારથી સમસ્ત મહારાષ્ટ્ર ભૂમિ અપવિત્ર બની જશે. "

શિવાજી: વીરવર! ધૈર્ય ધરો. દુર્ગા માતાનું સ્મરણ કરો. તે શાંતિ આપશે અને આપણા કાર્યમા સાહાય્ય કરશે. ઉતાવળથી કાર્યમાં હાનિ પહોંચે છે. સુઅવસર જોઇ કાર્ય કરવું એજ ઉચિત છે.

" આપની આજ્ઞા શિરોમાન્ય છે " કહી તે વીર બેસી ગયો. સૌએ મળીને " જય દુર્ગા " નો ભીષણ નાદ કર્યો; અને સભા વિસર્જન થઇ,



## પ્રકરણ ૯ મું.

### ઝપાઝપી.

આજની રાત્રી અત્યંત અંધકારમયી લાગતી હતી. સમસ્ત જગત ઘોર નિદ્રામા અચેત થઇ પડયા હતા. પહેરેગીરો કોઇ કોઇ વાર બૂમ પાડી રાત્રીની નિસ્તબ્ધતાનો ભંગ કરતા હતા.

આ વખતે એક વરઘોડો પુના તરફ ચાલ્યો જતો હતો. મશાલો બળતી હતી. એમાં માણસો વીસ પચીસથી ઝાઝા ન હતા. તેમાં એક મનુષ્ય અશ્વારૂઢ હતો. સૌએ મહારાષ્ટ્રીય પાઘડી પહેરી હતીઃ અને દરેકના મુખ ઢાંકેલાં હતાં. તેઓ બધા ક્રમશઃ પૂનામાં દાખલ થયા.

આજકાલ શાઇસ્તખા પૂનામા રહેતો હોવાથી બ્હારનાં લોકોને અન્દર દાખલ થવાની અત્યંત મુશ્કેલી પડતી હતી. કોઇ શસ્ત્રધારી પૂનામાં દાખલ થઇ શકતો નહિ; અને કદાચ કોઇ આવતો તો મુગલ સિપાઇ તેને કેદ કરતો. આ વરઘોડાને પણ સિપાઇઓએ અટકાવવા ધાર્યું પરન્તુ સૌને નશામાં જોઇ પાગલ ગણી જવા દીધા

વરઘોડો ધીરે ધીરે એક વિસ્તૃત ગાઢવાટિકામા જ્યાં શાઇસ્તખાં પોતાના સૈન્ય સાથે પડાવ નાખી રહ્યો હતો ત્યા આવી પહોચ્યોઃ અને ત્યાંજ અટકયો. સઘળી મશાલો બુઝાવી નાખવામાં આવી. સર્વત્ર અંધકારમય થઇ રહ્યું; ચારે તરફ નિસ્તબ્ધતા છવાઇ ગઇ.

શું આ લોકો લુંટારા તો નહિ હોય ? જો વરઘોડો હોય તો પછી મશાલો બુઝાવી નાખવનું શું પ્રયોજન ? એકાએક દૂરથી આગના ભડકા દેખાવા લાગ્યા. મુગલ તંબુઓમાં સર્વ વસ્તુઓ બળતી જણાતી હતી. મારો કાપોના પુકાર સંભળાતા હતા.

મનુષ્યો ઝપાઝપીમાં ઘવાઇને પૃથ્વીપર પડતા હતા. શબનો ઢગલો

થઇ પડયો હતો. રકતધારા વહી રહી હતી. વીરોની વીરહાક સાંભળીને હૃદય વિદીર્ણ થતું હતું.

ત્રણ માણસો એકાએક બીજી બાજૂએ દોડયા. તેઓ કોણ હતા? શિવાજી મહારાજ એમની પાછળ પ્રતાપરાવ ગૂર્જર અને કુમાર હતા એ ત્રણે જણા શાઇસ્તખાં રહેતો હતો તે મકાનની પાછળના ભાગમાં ગયા. એ મકાનને લગોલગ એક વૃક્ષ હતું. એના પર ત્રણે જણા ચ્હડ્યા: અને મકાનની છત ઉપર જઇ પહોંચ્યા. ઉપરની છત ઉપરથી કૂદી નીચે પડ્યા: અને એક ગુપ્ત માર્ગે થઇ એક ઓરડીમા આવ્યા. શાઇસ્તખાં હાથમા તલવાર લઇ બ્હાર જવાને તૈયાર થઇ ઉભો હતો. ત્હેની નજીકમાં ઘણા યવન સિપાઇઓ ઉભા હતા. ત્રણે વીર સિંહની માફક એના પર તૂટી પડ્યા. શાઇસ્તખા શિવાઇને ત્હાં જોઈ ગભરાઇ ગયો. આખરે એણે તલવાર ઉઠાવી. પરન્તુ એ ઘા શિવાજીએ ઢાલ પર ઝીલી લીધો સર્વ મુગલ સિપાઇઓ માર્યા ગયા. શાઇસ્તખાં બ્હારીએ થઇ ન્હાસવા ગયો. શિવાજીએ ત્હેના ઉપર ખડગ ફેંક્યું જે ત્હેને ન વાગતા ત્હેના હાથની બે આંગળીઓ કપાઇ ગઇ. શાઇસ્તખાનો પુત્ર માર્યો ગયો. શાઇસ્તખાં જે માર્ગે થઇ નાઠો તેજ બ્હારીએથી ત્રણે વીર કૂદી બ્હાર આવ્યા: પરન્તુ અંધકારને લીધે શાઇસ્તખાનો પત્તો ન મળ્યો.

પછી શિવાજી મહારાજ પોતાના માણસો હતા ત્હાં જઇ પહોંચ્યા. પૂનામાં હિલચાલ મચી રહી. સર્વ યવનસેના એકત્રિત થવા લાગી; પરન્તુ શાઇસ્તખાંનો પત્તો ક્ય્હાયે ન મળ્યો.

આ તરફ શિવાજીની સેનાએ મુગલ સેના પર હુમલો કર્યો. આવી રીતના મહારાષ્ટ્રીય સેનાના અણધાર્યા આક્રમણથી યવનસેના ગભરાઇ ગઇ; અને ન્હાસવા માંડ્યું તેઓના ન્હાસી ગયા બાદ મહારાષ્ટ્રીય સેના આનન્દપૂર્વક " દુર્ગા " ની સ્તુતિ કરી ત્યાંથી પોતાના સ્થાનકે જવા પાછા ફર્યા.



# પ્રકરણ ૯ મું.

## વિરહિણી.

સુન્દરી પ્રભાત પ્રતિદિન શોકની સીડીનું એક એક પગથિયું ચ્હડતી જતી હતી. જે રાતે શિવાજીએ શાઇસ્તખાંને મારી ન્હસાડી મૂકયો હતો ત્હેને બીજેજ દિવસે સ્હવારના પ્રભાતને ખબર પડી કે શિવાજીની સાથે કુમાર પણ આવ્યો હતો. કુમારના આવ્યાના સમાચાર સાંભળી તે અત્યંત વિવ્હળ બની. પોતાની અંતરવ્યથા જ્યહારે તે દબાવી ન શકી ત્યહારે ત્હેણે પદ્મકુમારીને બોલાવી; મદનમોહિની પણ આવી પહોચી. મદનમોહિની આવી પહોચતા પ્રભાતનું હૃદય કાંઇક શાન્ત થયું; અને તે બોલી: 'મદન! કાલે રાત્રે અહિં વિકટ યુદ્ધ થયું હતુ એ વાત ખરી કે ?"

મદન: હા, શિવાજી મહારાજે યવન સરદાર શાઇસ્તખાને મારી ન્હસાડયો છે.

પ્રભાત: એમની સાથે ત્હારો ભાઇ પણ આવ્યો હતો; નહિ ?

મદન: હા, અને સાથે કુમાર પણ આવ્યા હતા.

પ્રભાત: લ્હડાઇમાં આ તરફનાં કેટલાં માણસો માર્યાં ગયાં ?

મદન: એની કાંઇ બરાબર ખબર નથી; પરન્તુ કેટલાક માણસો મર્યા છે એ વાત ચોક્કસ છે.

પ્રભાત: ત્હારો ભાઇ તો કુશળ છે ને ?

મદન: હા, એ તો કુશળ છે.

પદ્મ: અને કુમાર ?

મદન: એ પણ સકુશળ છે: પરન્તુ તલવારનો એક ઘા ડાબા હાથ પર લાગ્યો છે.

પ્રભાત: (દુ:ખપૂર્વક) ઘા બહુ ઉંડો લાગ્યો છે કે ?

મદનઃ ના. એક સાધારણ ઝટકો લાગ્યો છે.

પ્રભાતઃ તે અહિં છે કે ચાલ્યા ગયા છે?

મદનઃ એ સૌ રાત્રેજ શિવાજી મહારાજની સાથે સિંહગઢ તરફ ચાલ્યા ગયા છે. જતા પહેલા ભાઇ મળ્યો હતોઃ અને આ બધા સમાચાર કહ્યા હતા.

શિવાજીની સાથે જગદીશના ચાલ્યા જવાની હકીકત સાંભળી પ્રભાતને અત્યંત દુ:ખ થયુઃ એની આંખો આંસુથી ભરાઇ આવી. ચતુર સખિયોએ એને સાંત્વના આપી નવીન જીવનનો સંચાર કર્યો.

પ્રભાત હમેશની મુજબ નિત્ય પ્રમોદવનમા આવતી અને સંગેમરમરના ચબૂતરા પર બેસી કુમારનું સ્મરણ કર્યા કરતી, અને અનેક તરંગો રચતી. તે હમેશા દિલ બહેલાવવા આવતી; પરન્તુ ત્હેને બદલે વિરહાગ્નિ પ્રદીપ્ત થતો.

આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યા. આજે પૂર્ણિમા હતી. પ્રભાત પ્રમોદવનમા ચબૂતરા પર બેસી જગદીશનું સ્મરણ કરતી હતી સ્હામેનું ફાટક ખુલ્લું હતું પદ્મ ઇત્યાદિ સખિયો આજુબાજુમા ટહેલતી હતી.

પ્રભાત પોતાના મનઃવિચારમા મગ્ન હતી એવામા પાછળથી કોઇએ બૂમ પાડીઃ "પ્રભાત!" પ્રભાત ચમકી. ત્હેની વિચારમાલાના મણકા તૂટી ગયા. પ્રભાતે પાછળ જોયું તો મદનમોહિની ઉભી હતી ત્હેણે મદનમોહિનીને પૂછયું: 'મદન! શુ કોઇ આવ્યું છે કે?'

મદનઃ ના.

પ્રભાતઃ તો તું અહિંઆ કેમ આવી?

મદનઃ ત્હમે શા વિચાર કરતા હતા?

પ્રભાતઃ કાંઇ પણ નહિ.

મદનઃ આંખો મીચી શુ બોલ્યા કરતી હતી? બૂમો શા માટે પાડતી હતી?

પ્રભાતઃ (મુખ નીચું કરી) એ તો અમથી.

ઉપર મુજબની વાતચિત થયા બાદ મદનમોહિની ચાલી ગઇ. પ્રભાત કરી પાછી વિચારસાગરમાં ડૂબી ગઇ. ત્હેના વિચારસાગરની ધારા એટલી બધી તીવ્ર હતી કે ત્હેનુ મન સ્થિર રહી શકયુ નહિ જલપ્રપાતના તરંગોની માફક સર્વ ચિન્તાઓ દૂર કરી ત્હેનું મન કુમાર તરફ ખેંચાતું વહેતું હતું. ત્હેની આવી દશા જોઇ ત્હેની સખિયોને તે ઉન્માદિની બની જવાનો ભય લાગ્યો પ્રભાત કુમારનુ નામ લઇ ત્હેની હાજરીમા વાતો કરતી હોય તેમ બોલવા લાગી પ્રભાતને આમ બોલતી સાભળી પદ્મકુમારી ત્યા આવી અને ધીમેથી બોલી, "પ્રભાત!" પ્રભાત પોતાના આરાધ્ય દેવની પ્રતિમા નિરખી રહી હતી. કુમાર જાણે ત્હેની સન્મુખ ઉભા હોય તેમ ત્હેને એકીટશે નિરખતી હતી.

પદ્મકુમારીએ ત્હેને બૂમ પાડી ત્યારે તે ચમકી. ત્હેણે માન્યું કે કુમારે ત્હેને બૂમ પાડી. તે ઝટપટ ઉભી થઇ અને પદ્મકુમારીને બાઝી પડી. પદ્મકુમારીએ બ્હી જઇ બૂમો પાડી. સૌ સખિયો ત્હ્યા દોડી આવી. અબળા પ્રભાતને ઉઠવામા જે શ્રમ પડયો હતો તેથી થાકી જઇ તે તુરતજ બેસી ગઇ અને હાંફવા લાગી.

પ્રથમ તો બધી સખિયો ગભરાઇ, પરન્તુ એનું કારણ પ્રભાતના હ્રદયની નિર્બળતા સ્હમજી સૌ શાન્ત થઇ. પ્રભાતે લજવાઇ નીચુ જોયું.

મદન: પદ્મ! ત્હેં બૂમો કેમ પાડી?

પદ્મ: પ્રભાતને ભૂત તો નહિ વળગ્યુ હોય એ વિચારથી હું ગભરાઇ ગઇ હતી; હજુએ મ્હારૂં હ્રદય તો ધડકે છે

મદન: એ કુમારની ચિન્તામા હશે: અને ત્હેને કુમાર કલ્પી ત્હને બાઝી પડી હશે.

બધી સખિયો ત્હ્યાં બેઠી; પરન્તુ પ્રભાતને ત્હેના મનની સ્થિતિનું કારણ પુછવાનું કોઇ સાહસ કરી શકી નહિ સખિયોએ ત્હેને સાન્ત્વના આપી; પરન્તુ નિષ્ફળ. આથી ત્હેને ત્યાંથી ભુવનમા લઇ જવાને તત્પર થઇ. પદ્મ વાટિકાનું ફાટક બંધ કરવા ગઇ; પરન્તુ પાસે એક અશ્વારોહીને

આવતો જોઇ તે ઉભી રહી ત્હેને ઉભી રહેલી જોઇ મદનમોહિનીએ પૂછયું; 'પદ્મ' ફાટક બંધ કરતાં તું ઉભી રહી શા માટે ?"

પદ્મ: કાંઇ નહિ. હું હમણાંજ આવું છું.

મદન: તુ શું જોઇ રહી છે ત્હાં ઉભી ઉભી ?

પદ્મ: કોઇ ઘોડેસ્વાર આ તરફ આવતો જણાય છે. તે કોણ છે એ જોવા હું અહિં ઉભી છું.

મદન: કુમાર તો નથી ને ?

પ્રભાત: ( ઉચું જોઇ ) કુમાર! કુમાર ક્યહા છે ?

મદન: એક મનુષ્ય ઘોડેસ્વાર થઇ આ તરફ આવી રહ્યા છે. કદાચ કુમાર પણ હોય.

આટલુ કહી મદનમોહિની લલિતાથી છૂટી પડી અશ્વારોહીને જોવાને પદ્મકુમારી પાસે જઇ ઉભી. ઘોડેસ્વાર નજીક આવતાં તે બન્નેની ખાત્રી થઇ કે તે કુમાર હતો. કુમારના આવ્યાના સમાચાર સાંભળી પ્રભાત પ્રફુલ્લિત થઇ. થોડીવારમાં તે ઘોડેસ્વાર ફાટકમાં દાખલ થયો. પદ્મ અને મદનમોહિની હસતી હસતી પ્રભાતની પાસે દોડી આવી. કુમાર ન્હાનકડી લતાઓને કચરતો પ્રભાતની નજીક આવ્યો.

કુમાર ! આ શું ? આજે તું નિર્ભય શાથી જણાય છે ? શું આ રણભૂમિ છે ? શું અહિ પણ ત્હારા વિકટ શત્રુઓ છે ? આ તો સ્ત્રીઓની વિહારવાટિકા છે. તો પછી આટલો ઉતાવળો શા માટે ? પ્રથમ તો રણસ્થળમા શત્રુઓ અને વીર પુરૂષોની મધ્યમાં, કૂદી પડતો હતો; આજે સુકુમાર લલનાઓની મધ્યમાં આટલી અધીરાઇયે શા માટે પ્રવેશે છે ? શું ત્હારો સ્વભાવ પલટાઇ ગયો ? નહિ–નહિ–હવે સ્હમજાયું. જે શરથી યતી, યોગી, સંન્યાસી, તથા તાપસગણ પણ વીંધાઇ જાય છે; તે શરના આઘાતથી તું યે વીંધાયો લાગે છે.

કુમાર ! ત્હારા સમા સીધા, સાદા, વીર ધાર્મિક પુરૂષના હાથે આવા કાર્યની આશા ન હતી: આમાં ત્હારો દોષ નથી; પરન્તુ મૃગનયનોને આટલા સુન્દર બનાવનારનો છે.

કુમાર નીકટ આવી પહોચતાં જ પ્રભાત ઉભી થઇ; અને અન્યોઅન્ય ભેટી પડયાં. ઉતાવળે ઉઠવા જતાં પ્રભાતના સાળુનો છેડો એક ઝાખરાંમાં ભરાઇને ફાટી ગયો; પરન્તુ પ્રભાતને ત્હેની ખબર ન પડી થોડી ક્ષણ પર્યન્ત એક બીજાં તરફ જોઇ રહ્યાં. રાત્રિ અધિક પસાર થઇ હોવાથી સખિયો, પ્રભાત તથા કુમારને ભુવનમાં લઇ ગઇ.



## પ્રકરણ ૧૦ મુ.

### પુનઃ વિયોગ.

પ્રેમ શું છે? સાકાર છે કે નિરાકાર? એ દેવ છે કે દાનવ? પ્રેમ-પ્રેમ છે. હ્‍નેો બીજો પ્રતિશબ્દ નથી. તે અનન્ત છે, અગમ્ય છે, સીમા વિહીન છે. જેના હૃદયમા હેનો વિકાસ નથી તે મનુષ્ય નહિ પરન્તુ કાષ્ટમૂર્ત્તિ છે.

પ્રભાત તથા કુમારનો પ્રેમ ઉત્કૃષ્ટ હતો કે નિકૃષ્ટ તે અમે કહી શકતા નથી.

સુકુમારી પ્રભાતનુ હૃદય અતિ કોમળ હતું. એ પ્રેમવશ હતું કુમારની દશા પણ એવીજ હતી. એનામા જેટલા ઉત્સાહ, પરાક્રમ અને સુન્દરતા હતા; એથી વિશેષ પ્રેમની માત્રા હતી એ બંનેની વાસ્તવિક દશાનું વર્ણન કરવું અશકય છે.

ભુવનમાં આવ્યા બાદ બંને ક્ષણવાર શાન્ત રહ્યા આખરે પ્રભાતથી ચૂપ રહેવાયું નહિ. તે બોલીઃ " હૃદયેશ્વર! ત્હમે મ્હને ભૂલી ગયા કે શુ?"

કુમારઃ " પ્રિયે! મ્હારાથી સર્વ કાંઇ ભૂલી જવાય; પરન્તુ ત્હારૂ મુખકમળ કદાપિ વિસરાય ખરૂં કે?

પ્રભાતઃ આટલા દિવસ પર્યંત ત્હમે કયહાં હતા?

કુમારઃ શરીર તો અન્ય સ્થળે હતું; પરન્તુ હૃદય અહિઆ હતું

પ્રભાતઃ ત્હમે એક બે દિવસમાં ન આવ્યા હોત તો હું જરૂર મરી જાત. નાથ! હવે મ્હને ત્હમારાથી અળગી ના કરશો.

કુમારઃ હૃદયેશ્વરી! મ્હારા પ્રાણ તો ત્હારા નયનશરથી વીંધાઇ ગયા છે. મ્હારામા ઉઠવાની કે ચાલવાની તાકાત પણ રહી નથી.

એટલામાં એક પક્ષીનો કર્કશ સ્વર સંભળાયો. કુમાર ચમકયો અને ચારે તરફ જોવા લાગ્યો.

કુમારઃ (સ્વાગત) શું સ્હવાર થઇ ચૂક્યું ? હું મ્હારી જાતને પણ વિસરી ગયો ? મ્હારૂં કર્ત્તવ્ય પણ ચૂક્યો ? હું ક્યહાં છું ? ઇન્દ્રલોકમાં કે મૃત્યુલોકમા ? આ ઇન્દ્રની વાટિકાના વૃક્ષ તથા પુષ્પ જણાય છે કે પ્રભાતના પ્રમોદવનનાં ? હા, આ તો પ્રભાતનું ભુવન છે. પ્રભાત ! પ્રિય પ્રભાત ! મ્હારે બહુ જરૂરી કામ છે. હુ તુરતજ સિંહગઢ જઇશ

પ્રભાતઃ હજુ સ્હવાર થયું નથી.

કુમારઃ દેવી ! હું કોઇને કહ્યા વિના ચાલ્યો આવ્યો છું ગુરુદેવને ખબર પડે તો ગુસ્સે થાય.

પ્રભાતઃ ત્યહારે હું કેમ જીવી શકીશ ?

કુમારઃ ( ત્હેને ભેટી આલિંગન કરીને ) સુકુમારી પ્રભાત ! આટલી બધી અધીર શા માટે ? વીર કન્યા હોઇ ગભરાય છે શુ ? સમય કેવો છે તે જો. ચારે તરફ યવનો ફરી વળ્યા છે. સ્વાતંત્ર્યરક્ષા કરવી કઠિન થઇ પડી છે. વ્રતના પરિપાલનમા વિઘ્ન નાખવું ઉચિત નથી. ઇશ્વરકૃપાએ હું તુરતજ આવી મળીશ. હું પ્રતિજ્ઞા લઉ છું કે લગ્ન કરીશ તો ત્હારી સાથેઃ અન્યથા કૌમારવ્રત ધારણ કરી આખી જીંદગી ગુજારીશ.

પ્રભાતઃ હું યે પ્રતિજ્ઞા લઉ છું કે અધર્મિણી નહિ બનુંઃ અસતિ નહિ બનુંઃ બનીશ તો આપની દાસી બનીશ.

કુમારઃ પ્રિયે ! હુ ઉદ્યાન આગળથીજ ચાલ્યો જવાનો હતોઃ પરન્તુ ત્હારી સખીઓના આગ્રહથીજ અહિં સુધી આવ્યો. હવે મ્હને વિલંબ થાય છે. ઇશ્વરકૃપાએ હું શીઘ્ર આવી મળીશ.

એટલામાં પદ્મકુમારી, મદનમોહિની, લલિતા વગેરે મીઠાઇ તથા ફળ આદિ લઇ આવી પહોંચ્યાં.

પ્રભાતઃ પદ્મ ! તું કયા ગઇ હતી ?

પદ્મઃ અહિંઆંજ હતી. લ્યો આ ભોજન.

પ્રભાતઃ રાત્રિ કેટલી પસાર થઇ હશે ?

પદ્મ. હજુ રાત્રિ ઘણી બાકી છે.

ફળફળાદિ ખાધાં બાદ કુમાર જવાને ઉદ્યત થયો. તેણે કહ્યું, "મ્હારે અત્યંત જરૂરી કામ છેઃ સૂર્યોદય પહેલાં મ્હારે ત્હાં પહોંચી જવું જોઇએ" આટલું કહી તે ઉઠ્યો.

પ્રભાતઃ (હાથ પકડી) પ્રાણેશ! ત્હમે જે કાર્ય માટે આવ્યા હતા તે પૂર્ણ થયું કે?

કુમારઃ હું કેવળ ત્હને મળવા માટેજ અહિં આવ્યો હતો.

પ્રભાતઃ હવે પાછા ક્ય્હારે મળશો?

કુમારઃ પ્રિયે! હું ત્હારાથી ક્ષણભર માટે પણ દૂર થવા નથી ઇચ્છતો; પરન્તુ મહાવ્રતના પરિપાલન માટે મ્હારે ગયા વિના છૂટકો જ નથી. સેવાવ્રતથી વિમુખ થતાં, જાતિમર્યાદા, ધર્મ સર્વથી વિમુખ થવું પડે.

પ્રભાતઃ હૃદયેશ! નહિ, કદાપિ નહિ. આપના ધર્મથી વિમુખ ન થશો. જાતિ, મર્યાદા અને ધર્મરક્ષાને કાજે પ્રાણ આપવા પડે તો ફિકર નહિ. હું વિધવા બનું, આપના વિરહે બળી મરી જાઉં તો ભલે. ત્હમારા દેશસેવાના મહાવ્રતમાંથી ક્ષણ માટે પણ વિમુખ ન થતા.

કુમારઃ દેવિ! આજે હું સમસ્ત સંસારમાં સર્વથી સુખી છું; અને ત્રણે લોકમાં સર્વથી સુખી દિવસ ત્હારી સાથે લગ્ન થશે તે થશે. વાસ્તવિક રીતે તું એક વીરકન્યા છે.

આટલું કહી કુમાર ત્ય્હાંથી ચાલ્યો. પ્રભાત અને ત્હેની સખીઓ થોડે સુધી ઝાંપા આગળ આવ્યાં. કુમાર અશ્વારૂઢ થઇ પોતાના માર્ગે વળ્યો. પ્રભાત, કુમાર દેખાયો ત્ય્હાંસુધી ત્હેના તરફ જોઇ રહી. આખરે તે ફરીથી ખિન્ન બની અને સખિયો સાથે ભુવનમાં પાછી ફરી.



## પ્રકરણ ૧૧ મું.

### વિવાહની વાત.

"લક્ષ્મી! લક્ષ્મી! હું ક્યારની ત્હને બોલાવું છું; પણ તું તો સાંભળતી જ નથી!" એ વૃદ્ધા સ્ત્રીએ મ્હોટેથી ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા.

વૃદ્ધાની અવસ્થા આશરે ૪૦ વર્ષની હતી તે સુન્દર સ્વચ્છ શય્યા પર બેઠી હતી; અને લક્ષ્મીને બૂમ પાડતી હતી. વૃદ્ધાનું નામ હતું સરસ્વતી.

લક્ષ્મીએ પાસે આવી કહ્યું, "મા! શું કહો છો?"

સરસ્વતીઃ તું શું કરે છે?

લક્ષ્મીઃ પ્રભાતને જમવાનું પીરસતી હતી.

સરસ્વતીઃ એ ક્યહારે આવી?

લમ્મીઃ હજુ હમણાંજ.

સરસ્વતીઃ ત્હેણે જમી લીધું કે?

લક્ષ્મીઃ હા.

આટલી વાતચીત પછી વૃદ્ધા ચૂપ થઇ; અને લક્ષ્મી ત્યહયાંથી ચાલી ગઇ. થોડીવારમાં પ્રભાત ત્હેની સખિયોની સાથે ત્યહાં આવી વૃદ્ધાની નજીકમાં આવી બેઠી. વૃદ્ધાએ પૂછ્યુંઃ "બેટા! તું હમણાની ઉદાસ કેમ રહે છે વારૂ? તબીયત તો સારી છે ને?"

પ્રભાતઃ મા! કેટલાક દિવસથી શરીરને અસુખ હતું.

સરસ્વતીઃ શું થયું હતું? અસુખ હતું તો કહ્યું કેમ નહિ?

પ્રભાતઃ જરા જરા તાવ આવતો હતો; પરન્તુ હવે ઉતરી ગયો છે.

સરસ્વતીઃ તબિયત બગડે છે તો શા માટે કહેતી નથી?

પ્રભાતઃ ત્હમે ઘડીએ પલકે એકદમ ગભરાઇ જાઓ છો એટલે.

એટલામાં લક્ષ્મી ત્યહાં આવી પહોંચી.

પ્રિય પાઠક! આ લક્ષ્મી અને સરસ્વતી કોણ તે જાણવાને તું આતુર હશે; તો હું ત્હેનું ઓળખાણ આપું છું. સરસ્વતી પ્રભાતની માતા છે અને લક્ષ્મી ત્હેની–પ્રભાતની ભોજાઇ. પ્રભાતના પિતાનું નામ જનકરાવ અને ભાઇનું નામ વિરેન્દ્રકુમાર.

લક્ષ્મીએ આવી વૃદ્ધાને કહ્યું, "મા! હવે પ્રભાતબ્હેનનો વિવાહ જલદી કરવો જોઇએ.'

સરસ્વતીઃ આજેજ મ્હેં વિરેન્દ્રના પિતાને કહ્યું હતું.

લક્ષ્મીઃ તો ત્હેમણે શું કહ્યુ ?

સરસ્વતીઃ તેઓ સારા ઘરની તપાસમા છે.

લક્ષ્મીઃ જેમ બને તેમ જલદી થાય તો સારૂં.

સરસ્વતીઃ આ વર્ષે તો જરૂર વિવાહ થઇ જશે.

આટલું કહી સરસ્વતીએ પ્રભાત તરફ જોયું. પ્રભાત માથું નીચું નાખી બેઠી હતી. સરસ્વતીએ માની લીધુ કે લજ્જાવશ થઇ ત્હેણે નીચું જોયું હતું. તે કાંઇ બોલી નહિ, અને કોઇ જરૂરી કામ યાદ આવવાથી ત્હાંથી ઉઠી બીજે ચાલી ગઇ.

હવે લક્ષ્મીએ પ્રભાતનું માથું ઉંચું કરી કહ્યું, 'બ્હેન! ગભરાઓ છો શા માટે? હવે વિવાહ તુરતમાંજ થઇ જશે." લક્ષ્મી આટલું બોલી એટલામાંજ પ્રભાતના નયનો અશ્રુપૂર્ણ જોઇ તે ગભરાઇ.

લક્ષ્મીઃ રડો છો શા માટે? વિવાહની વાતથી ડરો છો કે શું?

પ્રભાતઃ ના, હુ રોતી નથીઃ આંખમા કસ્તર પડ્યું છે.

લક્ષ્મીઃ વાહ ! બેઠા બેઠા આંખમા કસ્તર પડ્યું! નહિ, નહિ, પ્રભાત! ત્હમે વિવાહની વાતથી ડરો છો.

પદ્માઃ હવે શા માટે? પ્રભાતનો તો સ્વયંવર થવાનો છે!

પ્રભાતઃ પદ્મ! હવે તુ પણ મશ્કરી કરવા માંડી?

લક્ષ્મીઃ સ્વયંવર થવાનો છે સ્વયંવર! (હસીને) પ્રભાતનો સ્વયંવર થવાનો છે? ક્યહારે?

પદ્મ: સ્વયંવર થયે તો ઘણાય દિવસો થઇ ગયા.

પ્રભાત: તું યે કાંઇ પાગલ થઇ હોય એમ લાગે છે ?

લક્ષ્મી: હા, હા. સાચ્ચું કહ્યું. એની વાત કાંઇ સ્હમજાતીજ નથી.

પદ્મ: મ્હારી વાત અત્યારે નહિ સ્હમજાય; પરન્તુ પ્રભાતનો વિવાહ સંબંધ બીજે થશે ત્યારેજ સ્હમજાશે.

લક્ષ્મી: એટલે તું શું કહે છે ?

પદ્મ: પ્રભાતનો સ્વયંવર તો થઇ ચૂકયો છે.

પદ્મની વાતો સાંભળી પ્રભાત બહુ ગુસ્સે થઇ; અને બોલી: "પદ્મ ! હવે તું બહુ બોલે છે હો ! હું તો મ્હારે આ જાઉં ! " આટલું કહી તે ત્યાંથી ઉભી થઇ અને પોતાના ઓરડામાં ચાલી ગઇ. લક્ષ્મીએ ત્હેને રોકવા માંડી; પણ તે ઉભી ન રહી.



# પ્રકરણ ૧૨ મું.

## વિચિત્ર સમાચાર.

" કુમાર! આજકાલ તું બહુ ચિન્તાતુર અને ઉદાસ જણાય છે ત્હેનું શું કારણ?" એક શીલાપર બેઠેલા એક સંન્યાસીએ પોતાની નજીક બેઠેલા યુવકને કહ્યું.

આ સંન્યાસી અને યુવક કોણ હતા તે વાંચકો સ્હમજ્યા હશે. સંન્યાસીની વાત સાભળી કુમારે કહ્યું "પ્રભો! હું ચિન્તાતુર છું એ વાત સાચ્ચી; પરન્તુ ત્હેનું કારણ તો સ્પષ્ટ છે."

સંન્યાસીઃ શું કારણ છે, બેટા!

કુમારઃ સ્વામિન્! આપણે યવનોને આ દેશમાથી મારી હાંકી કાઢવાને માટે 'દેશોદ્ધારક મંડળી' સ્થાપી છે. શિવાજીને યવનોનો વિપક્ષી જાણી અમે અહિં સુધી આવ્યા; પરન્તુ આજે મહારાજ યવનરાજને અધિન થઇ ચાલ્યા ગયા. હુ થોડા દિવસ બ્હાર ગયો એટલામા તો બધું પલટાઇ ગયું. જે શિવાજી સ્વતંત્રતાનો ઉપાસક હતો તે આજે યવનોને અધીન થઇ રહ્યો છે હાય! અફસોસ! જેને અમે વીરકુલતીલક–આર્યકુલ ગૌરવ માનતા હતા તે યવનોને અધીન થઇ બીજાપુરના નવાબની મદદે ગયા! પ્રભો! આ કારણેજ મારૂં હૃદય વ્યગ્ર થઇ રહ્યું છે. હૃદયમાં સંતાપની જ્વાળા પ્રકટી છે. ભૂખ, તરસ, નિદ્રા સર્વનો વિનાશ થઇ રહ્યો છે. હવે હું અહિં રહેનાર નથી. અન્ય સ્થળે જઇ વીર યોદ્ધાઓને એકત્ર કરી યવનોનો હું ધ્વંશ કરીશ.

સંન્યાસીઃ પુત્ર! શોકથી વિહ્વલ થઇ અશ્રુપાત ન કર. ધીરજ રાખ. શિવાજી પોતાની ઇચ્છાથી યવનોને અધિન થયા નથી. તું પણ તે વખતે હાજર હોત, તો ત્હેમને કેટલાક દિવસો માટે યવનોને અધિન થઇ રહેવા માટે સંમતિ આપત. ધીરજ રાખ ત્હારી ઇચ્છા પૂર્ણ થશે.

કુમારઃ અવશ્ય થશે. અને ઇશ્વરેચ્છા હશે તો તુરતજ ટુંક સમયમાં ભવાનીની દયા હશે તો થોડા દિવસોમાં યવનોને મારીશ. દુર્ગાની કૃપાથી ભારતને યવનોના ત્રાસથી મુક્ત કરીશ. માતા ! હવે ત્હારોજ આશરો છે !

સંન્યાસીઃ વીર કુમાર ! તું શિવાજીને માટે શુ ધારે છે ? એ ત્હેની પ્રતિજ્ઞાથી કદાપિ વિચલિત થાય ખરો કે ?

કુમારઃ એ પ્રશ્ન પુછવાની આવશ્યકતાજ ક્યહાં છે ? તે તો વિમુખ થયાજ છે. તેઓ માતૃસેવાથી વચિત થયા છે. વીરતા તથા પરાક્રમને કલંક લગાડી ચૂકયા. નીચનું દાસત્વ સ્વીકાર્યું. હા ! વીર શિરોમણી શિવાજી ! ત્હમારા તરફની આવી આશા તો સ્વપ્નેય રાખી નહોતી.

સંન્યાસીઃ વત્સ ! તું શું બોલે છે ? શિવાજીની પવિત્ર કીર્તિને કલંકનો ડાઘ લગાવે છે ? વિના વિચારે કોઇના ચરિત્રમા કલંકનો ડાઘ લગાવવો એ મહાપાપ છે. પ્રથમ ત્હેની દક્ષતા તરફ, પવિત્ર ધર્મ તરફ, અને આર્યજાતિની અખંડ સેવાનો ખ્યાલ કરી જો. ઔરંગઝેબની અધિનતામાં જવા તરફ નહિ; પરંતુ એના રહસ્ય તરફ જો.

કુમારઃ હવે હું કાંઈ વિચારી શકતો નથી. હુ આતરરહસ્યને ક્યહાથી સમજી શકું ? હુ તો પ્રત્યક્ષ જોઇ રહ્યો છું કે આજે આ ઐશ્વર્યશાળી નગર શિવાજી વિના તેજવિહોણું થઇ રહ્યું છે. એની સંપૂર્ણ શોભા નષ્ટ થઇ રહી છે.

સંન્યાસીઃ પ્રથમ તું શાંત થા. ધીરજ રાખ. હું સર્વ હકીકત જણાવું છું.

કુમારઃ કહો.

સંન્યાસીઃ કેટલાક દિવસ પહેલાં શાઇસ્તખાં આ તરફ ચઢી આવ્યો હતો; અને ત્હમે ત્હેને મારી હાંકી કાઢયો હતો એ યાદ છે કે ?

કુમારઃ એ તો હું જીવનપર્યંત નહિ ભૂલું.

સંન્યાસીઃ ત્હેને બીજેજ દિવસે શાઇસ્તખા ત્હેનું મ્હોટું લશ્કર લઇ અહિં ફરીથી આવ્યો હતો તે વખતે શિવાજીએ વીરતા દાખવી હતી યા નહિ.

કુમારઃ અવશ્ય ! અવશ્ય ! એ વીરતા પ્રશંસનીય હતી.

સંન્યાસીઃ એ સમયે યવનોની સેનામાં કોઇ હિન્દુ હતા કે ?

કુમારઃ ત્હેની મ્હને ખબર નથી.

સંન્યાસીઃ ત્હારા જાણવામા કોઇ નહોતું ?

કુમારઃ નહિ.

સંન્યાસીઃ જ્યહારે તું નાગપુર ગયો હતો ત્યહારે યવનોએ ફરીથી ચ્હડાઇ કરી હતી એ વખતે રજપૂત અને યવન બંને હતા. મહારાજ જયસિંહને અધિન ક્ષત્રીયસેના હતી અને દિલેરખાને અધિન યવનસેના. ત્હેમની સ્હામે યુદ્ધ થયું હોત તો હિન્દૂસેના લડત અને મરત કે નહિ ?

કુમારઃ અવશ્ય મરતજ.

સંન્યાસીઃ તો પછી હિન્દૂ સન્તાનનો વધ થાત યા નહિ ?

કુમારઃ થાત તો ત્હેમાં શું ? જે નીચની સાથે રહે તે ગમે તેટલો ઉચ્ચ હોય તો પણ તે નીચ જ છે. તેઓ ધર્મનો ત્યાગ કરી યવનોની સેવામાં પ્રવૃત્ત થયા છે તો પછી ત્હેમને મારવામા દોષ શો ?

સંન્યાસીઃ સાચ્ચું કહ્યું. પરન્તુ શિવાજી મહારાજની પ્રતિજ્ઞા છે કે બને ત્યાં સુધી આર્ય સન્તાન પર શસ્ત્ર ન ઉગામવું.

કુમારઃ શું મહારાજે યવનોનું દાસત્વ સ્વીકારવાની પણ પ્રતિજ્ઞા લીધી છે કે ?

સંન્યાસીઃ એ દાસત્વ તો નામ માત્રનું છે. તેઓ હિન્દૂઓ સાથેનું યુદ્ધ નિવારવા તથા જયસિંહને યવનોની સેવાથી વિમુખ થવાની શિક્ષા આપવાને ત્હેમને જઈ મળ્યા છે.

કુમારઃ ત્યારે શું ત્હમારી સૌની સમ્મતીથી મહારાજે આ કાર્ય કર્યું છે ?

સંન્યાસીઃ હા. કદાપિ મહારાજ યુદ્ધ કરત તો ઘણા આર્ય સન્તાનો માર્યા જાત અથવા તો મહારાષ્ટ્રની સ્વતંત્રતાનો લોપ થાત. આમ કરવાથી એક તો વિકટ યુદ્ધ બંધ થયું અને બીજું મહારાષ્ટ્રને કોઇ જાતની હાનિ થઇ નથી.

કુમારઃ નિસ્સન્દેહ ! મ્હારી અજ્ઞાનતા હવે દૂર થઇ હવે આપ કયા જવાના છો ?

સંન્યાસીઃ હું યવનોનો જરાય વિશ્વાસ નથી કરતો. શિવાજીને બીજાપુરના નવાબ સાથે મળી ગયો જોઇ. ઔરંગઝેબ પોતાનો અધિકાર જમાવવાને કદાચ સૈન્ય મોકલે. એની તપાસમા જઇશ.

કુમારઃ અને પાછા કયારે આવશો ?

સંન્યાસીઃ તે ચોક્કસ કહી શકતો નથી.

આટલું કહી ચન્દ્રશેખરબાબા એક બાજૂ ચાલ્યા ગયા. કુમાર પણ થોડીવાર પછી પોતાના નિવાસસ્થાને ગયો



## પ્રકરણ ૧૩ મું.

### કેદની ખબર.

એક યુવક પોતાની શય્યા પર પડ્યો પડ્યો રૂદન કરતો હતો. એના નયનોમાથી અવિરલ જલધારા વહી રહી હતી. પાઠક ! આ યુવક કોણ હતો અને એકાંતમા શા માટે રુદન કરતો હતો ? એનું વિશાળ લલાટ તો આપણે કદીક દીઠું હતું. એ આજાનબાહૂ તેજસ્વી વીર યુવકને આપણે જરૂર ક્યહાંક નિરખ્યો છે. હા. નાગપુરમાં પ્રભાતના પ્રમોદ વનમા ! પ્રભાતના પ્રાસાદમાં ! શાઇસ્તખાં સાથે યુદ્ધ કરતા યે એને દીઠો છે. એને ચન્દ્રશેખરબાબાની સાથે અનેકવાર વાર્તાલાપ કરતાં દીઠો છે. કુમાર વીર, ધીર, ગમ્ભીર તથા સાહસી હોવા છતાં તે રૂદન શા માટે કરતો હતો ? શું પ્રભાતના વિયોગને લીધે ?

વિયોગની આગ મહા ભયંકર હોય છે. જેના હૃદયમા એ પ્રકટે છે ત્હેને એ બુઝાવવી મુસ્કેલ થઇ પડે છે. શરીર પીત્તવર્ણું થઇ જાય છે. રૂધીર સુકાઇ જાય છે અને મનુષ્ય હાડપિંજરવત બને છે.

થોડી ક્ષણ પર્યંત કુમાર આ દશામાં વિચાર કરતો બેસી રહ્યો. પછીથી તે ઉઠ્યો અને સજ્જ થઇને અશ્વારુઢ થઇ પુના તરફ પ્રયાણ કર્યું. પોતાને ક્યહાં જવું હતું અને પોતે ક્યહાં જતો હતો એનું ભાન કુમારને લેશ પણ ન હતું. અશ્વ ચુપચાપ પુરપાટ ચાલ્યો જતો હતો.

"પ્રભાત સાથે મીલન થશે યા નહિ! પ્રભુ ! દયા કરી મ્હને મ્હારી પ્રભાત મેળવી આપજે. પ્રભાત અવશ્ય મ્હારા વિચાર કરતીજ બેઠી હશે. કદાચ રૂદન કરતી હશે તેનું દ્વાર બંધ હશે તો હું શું કરીશ ? હું આવ્યો છું એની ખબર એને કેવી રીતે પડશે ? ત્હેને હું કેવી રીતે મળીશ ? કદાચ તે ત્યહાં ન હોય તો હું એને ક્યહાં શોધીશ ? કદાચ એના પિતાને

ખબર પડે તો મ્હને પકડી લેઇ મ્હારૂં અપમાન કરે તો !" ઇત્યાદિ અનેક પ્રકારના તરંગો ઉછાળતો કુમાર ચાલ્યો જતો હતો. થોડે દૂર ગયા બાદ કુમારે અશ્વને વધુ ત્વરીત ગતિએ દોડાવ્યો.

પૂના હવે બહુજ નિકટ હતું. સ્હામેથી કેટલાક સીપાઇઓ આવતા કુમારની નજરે પડયા. એ સૌ કુમારને જોતાંજ ત્હેના તરફ દોડી આવ્યા અને સૌએ કુમારને નમન કર્યું.

કુમારઃ મ્હેં સાંભળ્યું હતું કે ત્હમે સૌ શિવાજી મહારાજની સાથે દિલ્હી ગયા હતા અને અહિં ક્યહાંથી ?

એક સિપાઇઃ અમે ત્યહાંથીજ પાછા ફરીએ છીએ.

કુમારઃ શી માટે ?

સિપાઇઃ ઔરંગઝેબે શિવાજી મહારાજને કેદ કર્યા છે.

આ સમાચાર સાંભળતાંજ કુમારનું હૃદય વેગપૂર્વક ધબકારા કરવા લાગ્યું. ત્હેની આંખો રક્તવર્ણી થઇ ગઇ. મુખમાથી અગ્નિ ઝરવા લાગ્યો. એક વાર તે પ્રભાતને વિસરી ગયો. ત્હેણે તલવાર ચમકાવી કહ્યું: શું શિવાજી મહારાજ ગિરફતાર થયા છે ? ત્હમે એ હકીકત સાંભળવા છતાંએ ત્હમે જીવો છો ? ધિક્કાર ! ત્હમારી વિરતાને ધિક્કાર હજો ! ત્હમારૂં જીવતર ધૂળ છે ! મહારાષ્ટ્રીય વીર હોવા છતાંયે ત્હમને મરતાં ન આવડયું ? આર્યવીરોના યશનો ઉદ્ધાર કરતાં ત્હમને નહોતું આવડતું ? કદાચ ત્હમે હિન્દુ ન હોત મહારાષ્ટ્રદેશીય વીર ન હોત તો અત્યારે હું ત્હમારા સૌના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખતઃ શિવાજી મહારાજના અનુચર ન હોત તો અત્યારે આ પૃથ્વી ઉપર હયાત ન હોત.

સિપાઇઃ ( હાથ જોડીને, કંપીને ) મહારાજ ! શિવાજી મહારાજની આજ્ઞાથીજ અમે પાછા ફર્યા. તેઓ પોતે યુક્તિપૂર્વક શીઘ્ર છુટીને આવશે. કુમાર ! આજ લગી અમે શિવાજી મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન નથી કર્યું: એટલે આ વખતે પણ ન કરી શકયા.

કુમાર: ત્હમે સૌ આટલાજ છો કે ?

સિપાઇ: જી ના. બીજા લોકો પાછળ આવે છે.

આટલી વાતચિત પછી કુમારે અશ્વને દોડાવી મુકયો. હવે પૂનાનો માર્ગ મૂકી તે બીજે માર્ગે જતો હતો.

× × × ×

દિલ્હીની ચારે બાજુએ સખ્ત પહેરો હતો. પ્રત્યેક ફાટક પર અસંખ્ય સિપાઇઓ નજરે પડતા. રાત બહુ વીતી ન હતી ફાટક બંધ થવાને થોડી ક્ષણુનીજ વાર હતી. તે બંધ થયા પછી બ્હારનું માણુસ અંદર અગર તો અંદરનો માણુસ બ્હાર જઇ શકે તેમ ન હતું.

કુમારે પહેરેગીરો તરફ દુર્લક્ષ્ય કરી અંદર પ્રવેશ કર્યો. પહેરેગીરોએ ત્હેને રોકયો અને પૂછ્યું 'તું કોણુ છે ?'' કુમાર ત્હેનો ઉત્તર ન આપતાં આગળ ચાલ્યો. આ જોઇ એક સિપાઇ ગુસ્સે થઇ ગાળો દેતો ત્હેના તરફ ધસ્યો. કુમારે તલવારથી ત્હેવું મસ્તક ધડથી જુદુ કરી નાખ્યું. આ જોઇને બીજા સિપાઇઓ કુમાર ઉપર તુટી પડયા, અને ઘોર યુદ્ધ મચી રહ્યું. કુમાર વિદ્યુત્ વેગે યવનનો સંહાર કરવા લાગ્યો. લગભગ પચાસ યવન સિપાઇઓ હતા. આખા દિલ્હીમાં કોલાહલ મચી રહ્યો. આ હકીકતની શિવાજીને પણુ ખબર પડી.

કુમાર એટલી ત્વરાથી ઘા કરતો અને દાવ બદલતો કે એકાદ યવન સિપાઇ એક ઝપાટે તલવારને ભેટી પડતો કુમારની આ વીરતા જોઇ યવન સિપાઇઓ ગભરાઇ ગયા. લગભગ વીસ યવન સિપાઇઓ કપાઇ મૂવા. કુમાર હવે થાકી ગયો હતો. ત્હેનામા પૂરતી સ્ફુર્તિ ન રહી. ત્હેને પણુ ઘા પડયા હતા. અશ્વના શરીરમાંથી પણુ રકતની ધારા વહ્યા કરતી હતી. શરીર રકતથી તરબોળ થઇ ગયું હતું. આખરે તે અચેત થઇ પૃથ્વી પર પડયો. સર્વ મુગલ સિપાઇઓ એની પાસે દોડી આવ્યા. કુમાર અચેત બન્યો હતો: મરણુ પામ્યો ન હતો. તે તુરત જ સચેત બની ઉભો થયો,

પરન્તુ પાછો મુર્છા ખાઇ જમીન પર પટકાઇ પડયો. કોઇએ કહ્યું: "એને મારી રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાંખો." કોઇએ કહ્યું. "એને કેદ કરી બાદશાહની પાસે લઇ ચાલો-" કોઇએ તરવાર ઉઠાવી, તો કોઇએ ભાલો ઉઠાવ્યો. આખરે સૌ એકમતે ત્હેને જીવતો જ બાદશાહની પાસે લઇ જવાને સંમત થયા.

અત્યાર સુધીમા તો અહિં અસંખ્ય માણસો એકત્ર થયાં હતાં. કોઇએ કહ્યું: "હજી તો આ છોકરૂં છે પણ મહાવીર છે." કોઇએ કહ્યું: "તે મરી ગયો." કોઇ બોલ્યું "એ જીવે છે." કોઇએ કહ્યું: "અત્યંત સુન્દર છે." કોઇ બોલ્યું "એ શિવાજીનો કોઇ સિપાઇ હશે." સૌ પોતપોતાના તર્કવિતર્ક રજુ કરતા હતા.

સમસ્ત દિલ્હીમાં આ હકીકતની ખબર ફેલાઇ ગઇ એટલે ચારે તરફથી લોકોએ વીર યુવક કુમારને જોવા આવવા લાગ્યાં. ત્યાં ભીડ એટલી સખ્ત જામી કે ત્હેમાંથી બહાર નીકળવું અશક્ય હતું. સિપાઇઓ લોકોને વિખેરવા લાગ્યા છતાં એ ભીડ ઓછી ન થઇ. એક જતા દસ માણસો આવતા. આખરે યવન સિપાઇઓ અચેત અને રક્તથી તરબોળ કુમારને પાલખીમા નાંખી બાદશાહ પાસે લઇ ચાલ્યા.



## પ્રકરણ ૧૪ મું

### કેદી.




રંગઝેબના રાજ્યમાં કેદીઓની અંત્યત દુર્દશા થતી. હિન્દુ કેદીઓને ધર્મપાલન અને જાતિરક્ષા કરવામાં અત્યંત કઠિનતા પડતી. હિન્દુ કેદી કારાગારમાથી જીવિત નીકળતો, તો તે મુસલમાન થઇનેજઃ અન્યથા તે કારાગારમાથી બ્હાર નીકળવા પામતો જ નહિ.

આજ મહાવીર મહારાષ્ટ્ર તિલક, નરકેસરી, ઔરંગઝેબને ત્યાં બંદીવાન હતો. એના શરીર પર જ્યાં ત્યાં મલમપટ્ટા લગાવેલા હતા. ચન્દ્ર સમું ચમકતું શરીર ડાઘા ડાઘા વાળું જણાતું હતું. તે મહામુશ્કેલીએ બે ચાર ડગલા ચાલતો. હેનું શરીર બહુજ દુર્બળ બન્યું હતુંઃ પરન્તુ હૃદયની દઢતા તથા સાહસ પ્રથમ કરતાં વધારે મજબૂત બન્યા હતાં.

એના ભોજન વગેરેનો પ્રબંધ એક રાજપૂતને સોપવામાં આવ્યો હતો. કોઇ કોઇવાર જયસિંહ પણ તેની ખબર લીધા કરતો, પરન્તુ કુમાર ત્હેની સાથે કાંઇ બોલતો નહિઃ ત્હેના સ્હામે મીટ પણ માંડતો નહિ. જે રાજપૂત કુમારના ભોજન વગેરેનો પ્રબંધ કરતો હતો. તે સજ્જન જણાતો હતો. એનું નામ ભૈરવસિંહ હતું. કુમાર ભોજનમાં કેવળ દૂધ અને ફળ જ લેતો. કારાગૃહની ચારે કોર શસ્ત્રધારી સિપાઇઓ પહેરો દેતા ફરતા હતા. ભૈરવસિંહને કુમારની સાથે બોલવાની આજ્ઞા ન હતી. તે મુંગાની માફક આવતો અને ભોજન મૂકી ચાલ્યો જતો. કોઇ કોઇ વાર ત્હેની સાથે એક બીજો માણસ પણ આવતો. તે કુમારના ઘા ઉપર મલમપટ્ટા કરીને રસ્તે પડતો.

આ પ્રમાણે કેટલાક દિવસો વીત્યા. હવે કુમારને સંપૂર્ણ આરામ થયો હતો. પ્રથમનું બળ ત્હેનામાં આવ્યું હતુંઃ નવો ઉત્સાહ અને નવી

આશાનો સંચાર થયો હતો: પરન્તુ કોઇ કોઇ વાર તે ચિન્તામગ્ન બનતો.

આજે કુમાર શય્યા પર ઉઠીને બેઠો હતો. પ્રાતઃકાળનો શિતળ મન્દ પવન મનને પ્રફુલિત કરતો હતો. કુમાર કોઇ ગંભિર વિચારસાગરમાં ડુબી ગયો હતો. અને આ સ્થિતિમાં બેસી રહેતાં દસ વાગી ગયા. સૂર્ય પણ આકાશમાં ઉંચે આવ્યો હતો. એટલામાં ભૈરવસિંહ બારણું ખોલી અંદર આવ્યો અને દૂધ તથા ફળફળાદી મૂકીને પાછો ફરતો હતો: કુમારે ત્હેને રોકીને પૂછ્યું:,, ભાઇ ! મ્હારી એક વાત સાંભળીશકે ?"

ભૈરવ ઉભો થયો અને બોલ્યો, "ત્હમારે શું કહેવું છે ?"

કુમાર: શું તું રાજપુત છે !

ભૈરવ: જી હા.

કુમાર: તો પછી યવનોનું દાસત્વ શા માટે સ્વીકાર્યું છે ?

ભૈરવ: મહારાજ ! જો હું ન હોત તો ત્હમે અત્યાર સુધીમાં ત્હમારા ધર્મથી વિમુખ થયા હોત" આટલું કહીને ભૈરવ બારણાં બંધ કરી ચાલ્યો ગયો.

કુમારને કેદ કરવામાં આવ્યો હતો એ સ્થળ સાધારણ કેદખાનું નહોતું. પરંતુ એક સુન્દર વિશાળ ભુવન હતું. ત્હેમાં અનેક ઓરડીઓ હતી. કુમાર ત્યાંથી બીજી ઓરડીમાં ગયો. અને હાથ મ્હોં વગેરે ધોઇ જમવા બેઠો. ભોજન કરી રહ્યા બાદ તે અનેક પ્રકારના તરંગો કરતો ઓરડીમાં આંટા દેવા લાગ્યો. "ભૈરવસિંહને હું રાજપુત કહું, યવનોનો દાસ કહું કે ધર્મભ્રષ્ટ હિન્દુ સ્હમજું ? તે જરાયે બોલતો નથી. મુંગાની માફક આવીને તે ચાલ્યો જાય છે. દુષ્ટો મ્હારી સાથે રમત કરી રહ્યા છે. વારંવાર મ્હને કતલ કરવાની ધમકી આપવામાં આવે છે. કોઇ કહે છે કે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરી લ્યો. કોઇ કહે છે કે ઉમદા કુટુંબમાં ત્હમારૂં લગ્ન થશે. અરે દુષ્ટો ! મ્હને ડરાવીને ત્હમને શો લાભ થવાનો છે ? શું હું ધર્મથી વિમુખ થઇશ ? ત્હમારા કહેવાથી હું ઇસ્લામનો અંગીકાર કરીશ ? હું શું મ્હોતથી

ડરું છું? હું એકવાર મરી રહ્યો હતો. શરીરમાંથી ઘણું લોહી વહી ગયું હતું. ઉઠવાનીયે શક્તિ ન હતી. પરંતુ ન મર્યો. અવસર પ્રાપ્ત થશે અને ભવાનીની કૃપા હશે. ચન્દ્રશેખર બાબાની વાત સાચ્ચી પડશે તો જરૂર હું આ બન્દીખાનામાંથી નીકળી જઇશ અને મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ. મ્હને ત્હમને મુસલમાન બનાવશો? શું મ્હને ચાંડાલ કરતાંયે નીચ સ્હમજો છો? ચાંડાલ પણ ધર્મને ખાતર મરી ફીટે છે. હું જયસિંહ નથી. નથી યશવંત—

એટલામાં કેદખાનાની ઓરડીનું દ્વાર ખુલ્યું અને કેટલાક મુસલમાનોએ પ્રવેશ કર્યો. કુમારે હસીને કહ્યું. "હું મરવાને આવું કે?"

એક સિપાઇઃ મૌલાના સાહેબ આવે છે.

બીજો સિપાઇઃ ખુદ બાદશાહ આલમગીર પણ સાથે છે?

એટલામાં બાદશાહ અને એક મૌલાના દાખલ થયા અને પોતાના બિછાવેલાં આસને જઇ બેઠા. કુમાર શાન્ત બેસી રહ્યો. ઔરંગઝેબ કુમારને તદ્દન બેફિકર અને નિડર જોઇ ખૂબ ગુસ્સે થયો.

ઔરંગઝેબઃ ઓ નાલાયક! તું જાણતો નથી કે હું કોણ છું?

કુમારઃ આપ દિલ્હીના બાદશાહ છો.

ઔરંગઃ દિલ્હીનો શા માટે, સારા હિન્દુસ્તાનનો.

કુમારઃ પણ મહારાષ્ટ્રના નહિ.

ઔરંગઃ રાજા જ અમારે ત્યાં કેદ છે તો પછી મહારાષ્ટ મ્હારા કબજામાં કેમ નહિ?

કુમારઃ એક શિવાજીના કેદ થયાથી શું વળ્યું?

મૌલાનાઃ કુમાર! હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળ. હું કહું તે બરાબર સ્હમજવાનો યત્ન કરજે.

કુમારઃ બહુ સારૂં. કહો.

મૌલાનાઃ તું બહાદૂર સિપાઇ છે. અમે ત્હારી હત્યા કરવા માગતા નથી.

કુમારઃ તો મ્હને મુક્ત કરો.

મૌલાનાઃ તું ઇસ્લામ મજહબનો સ્વીકાર કર અને ઐશઆરામમાં જીંદગી ગુજાર એવી અમારા અંતરની અભિલાષા છે.

કુમારઃ એવા ઐશઆરામથી લાભ શો ? ઝિંદગી થોડા દિવસની છે તો પછી ધર્મભ્રષ્ટ શાને થાઉં ?

મૌલાનાઃ ત્હને શાહી લશ્કરનો સિપાહસાલાર બનાવવામાં આવશે.

કુમારઃ હું પ્રાણાન્તે પણ ઇસ્લામનો સ્વીકાર નહિ કરી શકું.

મૌલાનાઃ ત્હારી વીરતા, સુન્દરતા જોઇ ત્હને મારતાં દિલ ખટકે છે. એટલા માટેજ કહું છું કે જીદ ન કર.

કુમારઃ હું એક વાર નહિ પરન્તુ અનેક વાર ત્હમારી વાતનો ઇન્કાર કરૂં છું.

મૌલાનાઃ ત્યારે તું મરવાજ ઇચ્છે છે ? હું હજુય કહું છું કે જીદ કરવી ઇષ્ટ નથી. જલ્લાદને હાથે મરવા કરતા મ્હારી વાતનો સ્વીકાર કરી લે.

કુમારઃ હું જલ્લાદને હાથે મરવા તૈયાર છું.

મૌલાનાઃ વાહરે ધર્મચુસ્ત હિન્દુ ! ત્હને ખબર નથી કે આવી જીદ કરતાં કેટલાય હિન્દુઓની કતલ થઇ છે ?

કુમારઃ હું બધુંય જાણું છું.

મૌલાનાઃ ત્યારે શો જવાબ આપે છે.

કુમારઃ હું પણ કતલ થવા માગું છુ.

ઔરંગઃ સ્હમજી લેજે. હવે તું કોઇ રીતે બચી શકશે નહિ. મ્હેં ત્હને જોરજુલમથી મુસલમાન બનાવવાનું ઇષ્ટ ધાર્યું ન હોતું. જ્યારે તું ઘાયલ હતો, બળહીન હતો ત્યારે એક હિન્દુ મારફત ત્હને ખોરાક મળતો. હવે તું કબુલ નહિ થાય તો લોખંડના પિંજરામાં બન્ધ કરી બર્છીથી મારી નંખાવીશ.

કુમાર: આપ ફૂલ મુખત્યાર છો. આપની ઇચ્છાનુસાર વર્તી શકો છો.

ઔરંગ: તું તદ્દન બેફિકર છે.

કુમાર: હું મહારાષ્ટ્રનો વતની છું.

ઔરંગ: કાલે ત્હારી હિમ્મતની પરીક્ષા થશે જલ્લાદનું ખુની ખંજર ત્હારી ગર્દન પર ઝઝુમશે. ત્યારે ત્હારી હિમ્મત જોઇ જશે.

કુમાર: ભલે ત્યારે.

મૌલાના: (ગુસ્સે થઇ) વારૂ, હવે ધ્યાન રાખજે. ત્હારી હાલત શી થાય છે તે જોજે. આજ તો જલસો છે એટલે કાંઇ થઇ શકે નહિ. પરંતુ કાલે ત્હારી કતલ કરવામાં આવશે.

કુમાર: હું એથી નથી ડરતો.

પાદશાહ વગેરે ક્રોધમાં ત્યાંથી ચાલ્યા ગયા. અને દ્વાર બંધ થયું. કુમાર એકલો રહ્યો. થોડી ક્ષણ બાદ ત્યાં શાન્તિ છવાઇ રહી.



## પ્રકરણ ૧૫ મું.

### ચિંતા.



ધર્મ શું કોઇના કહેવાથી છુટે ! શું ધર્મ કરતાં તલવાર, અધિક બળશાળી છે ? શું જીવન ધર્મ કરતાં શ્રેષ્ઠ છે ? સંકટ સમયમાંજ ધર્મની પરીક્ષા થાય છે. મરવાનું તો સૌને છે. આજે મરે કે કાલે. દુઃખમાં મરે કે સુખમાં, તલવારથી મરે કે બર્છીથી ઘરમાં મરે કે વનમાં. પરન્તુ મરવાનું તો સૌના ભાગ્યમાં નિર્માયલુંજ છે. હું ધર્મભ્રષ્ટ થાઉં તો પતીત બનું. આજ દિન સુધી પાળતો આવ્યો ને ધર્મ જતાં સર્વ નષ્ટ થાય. અન્ય જીવનમાં નીચ યોનિમાં જન્મ લેવો પડે. નીચ બનું પાપી કહેવાઉ. કર્તવ્ય વિમુખ બનું. ઇશ્વર ! દયા કરજે ! દુર્ગામા ! સાહસ આપજે. ભવાની માતા ! ધીરજ, દ્દઢતા આપજે. જેથી હું મ્હારા કર્તવ્યનું, ધર્મનું બલિદાન ન આપું. મરી જાઉં, કતલ થાઉં પરન્તુ બુદ્ધિહીન ન થાઉં. હિન્દુધર્મથી વિમુખ ન થાઉં. માતા ! સંકટમાં સાહસ દે, હૃદયમા દ્દઢતા દે. જ્ઞાન દે, સુબુદ્ધિ દે. માતા ! હું મૃત્યુથી નથી ડરતો. જલ્લાદના ખુની ખંજરથી નથી ડરતો. ભભુકતી આગમાં ઝંપલાવી પડવામાયે નથી ડરતો ડરૂં છું કેવળ એજ વસ્તુથી અને તે ધર્મ. હું ધર્મભ્રષ્ટ થવાની શંકાથીજે ડરૂં છું. કાલે હું મૃત્યુને અવશ્ય ભેટીશ. આજનો દિવસ આ પૃથ્વી ઉપર મ્હારો છેલ્લો દિવસ છે. કાલે હું સંસારમાંથી વિદાય થઇશ. હા ! કાલનો દિવસ મ્હારે માટે અશુભ છે. નહિ, નહિ, એમ શા માટે ? કાલનો દિવસ મ્હારે માટે મહાશુભ છે.

" કાલે હું ધર્મરૂપી નૌકા પર આરૂઢ થઇ ભવસાગર પાર તરીશ. કાલે હું સાહસનું અખંડ મૂળ ધારણ કરી ધર્મરૂપી વૃક્ષ પર ચ્હડી સ્વર્ગ રૂપી ફળ પ્રાપ્ત કરીશ. કાલે નાશવન્ત શરીરનો ત્યાગ કરી અવિનાશીની પાસે પહોંચીશ. કાલનો દિવસ મ્હારે માટે અપાર આનન્દનો છે. આજે

યવનોનો જલસો છે. યવનોએ શિવાજી મહારાજને કેદ કર્યા એનો આનન્દોત્સવ છે." આટલું બોલતાં બોલતાં એકાએક કુમારનું હૃદય કંપવા લાગ્યું. આંખે અંધારાં આવ્યાં. કંઠ સુકાઇ ગયો. તે રૂદન કરવા લાગ્યો.

એને રૂદન કરવાનું શું કારણ હતું? એનું હૃદય બાળકના હૃદય કરતાં યે નરમ શાથી બન્યું હશે? પ્રાણ ભયને લીધે તો નહિ? અત્યાર સુધી મરવાને તત્પર હતો તે હવે પ્રાણ ભયથી રડે શા માટે? શું એ દેશને કાજે રડતો હતો? એનામાં ઉદ્વેગ, શોક, કષ્ટ તથા વ્યાકુળતાનો સંચાર કયાંથી થયો? શું એ પ્રભાતના નામ સ્મરણથી રડતો હતો? હા. એમ જ હતું.

એના હૃદયપટ પર પ્રભાતનું ચન્દ્રાનન પ્રતિબિંબિત ન થયું હોય તો એનું મૃત્યુ સુખપૂર્વક થાતઃ એને રૂદન કરવાનો અવસર ન આવતઃ એનાં નેત્ર અશ્રપૂર્ણ ન થાતઃ એનું હૃદય વિવ્હળ ન બનત.

"પ્રભાત! હું તો હવે કાલે આ દુનિયામાંથી વિદાય લઇશ. હવે મ્હારૂં ને ત્હારૂં મિલન નહિ થાય. મ્હારૂં હાડકું યે ત્હારા હાથમાં નહિ આવે. હું કયાં મર્યો એનીએ કદાચ ત્હને ખબર નહિ પડે. કાલે હું મૃત્યુને ભેટીશ. મ્હને મ્હારા મૃત્યુ માટે જરાયે અફસોસ નથીઃ પરન્તુ તું કેમ જીવિત રહીશ એની ફિકર થાય છે. તું પાગલ બની જઇશ. પ્રિય પ્રભાત! મૃત્યુ પહેલાં છેલ્લી વારનું ત્હારા મુખચન્દ્રનું દર્શન પણ નહિ કરી શકું. ચારે તરફ યમદૂત જેવા સિપાઇ ખુલ્લી તરવારે પહેરો દઇ રહ્યા છે. વ્હાલી! ત્હારા હૃદયને હવે તું વારજે. મ્હારો ખ્યાલ ત્હારા હૃદયમાંથી દૂર કરજે. મ્હારે કાજે ચિન્તા અગર શોક ન કરીસ. હવે હું આ સંસારમાં નહિ રહું. મ્હારા મૃત્યુ સમયે તું મ્હને નહિ જોઇ શકે. આપણે હવે પરલોકમાં મળીશું. તું નાહક ત્હારા પ્રાણ ન ગુમાવીશ. તું પવિત્ર, ગુણશાળી, અને સુશીલા છેઃ પરન્તુ ત્હારૂં નશીબ ફૂટેલું છે. તું કાલે વિધવા બનીશ. તું આ સંસારમાં પતિનું સુખ નહિ ભાળે. પતિનું સુખ ત્હારા ભાગ્યમાં

નિર્માયું નહોતું. ત્હારે કાજે સંસારની સર્વ વસ્તુઓ, સર્વ સુખ હતાં નહતાં થઇ ગયાં. ત્હારૂં રૂપ યૌવન વ્યર્થ થયું. ભવિષ્યની આશા લતા સુકાઇ ગઇ. જાનવરની માફક મ્હારો વધ કરશે એટલુંજ મ્હને દુઃખ છેઃ લડતાં મરત તો ઉત્તમ મૃત્યુ લેખાત. હાય! મ્હારી ઉપર સ્નેહ રાખી તું ફસાઇ પડી." આ પ્રકારની અનેક વિચાર માળાઓ ગૂંથતો કુમાર રૂદન કરતો હતો, સિપાઇઓ સ્હમજતા હતા કે એ મૃત્યુભયથી રડતો હતો.



# પ્રકરણ ૧૧ મું

## સ્ત્રીનું સાહસ.



જ્યારે કોઇ સંકટ આવવાનું હોય છે ત્યારે અવશ્ય કાંઇને કાંઇ અમંગળ ઘટના બને છે. આંખનું ફરકવું, હૃદયનું કંપવું, અકસ્માત હૃદયનું વ્યાકુળ થવું, ઇત્યાદિ અનેક કુલક્ષણો થાય છે. ઉપસ્થિત થનાર વિપત્તિ કાંઇને કાંઇ સંકેત પહેલાં કરી જાય છે.

આજે કેટલાયે દિવસો થયાં પ્રભાતનું હૃદય વ્યાકુળ થઇ રહ્યું હતું. તે ભયંકર સ્વપ્નો જોતી. સ્વપ્નામાં કોઇવાર તે પોતાને વિધવા બનેલી, કોઇવાર પ્રજ્વલિત ચિતા પર ચ્હડેલી, કોઇવાર પોતાના પતિના કપાયેલા મસ્તકને આલિંગન કરતી જોતી. આવા અનેક પ્રકારનાં ભયંકર સ્વપ્નો તે જોતી.

“ કુમાર હમણાથી કેમ આવતો નથી? ઘણા દિવસ થયા. શું તે સંકટમાં સપડાયો હશે? અથવા યુદ્ધમાં વીરમૃત્યુ સાપડયું હશે? તે બીમાર હશે કે જખ્મી? રાયગઢમાં હશે કે સિંહગઢમા?” આવી અનેક પ્રકારની ચિન્તામાં દિવસો વીતાવતી.

તે નિયમાનુસાર પ્રમોદવનમાં આવતીઃ પરન્તુ ત્યાં દિલ સ્થિર રહેતું નહિ. સદા કુમારની ચિન્તાઓ તેના મનને ઘેરી રહેતીઃ અને બેધાર રૂદન કરતીઃ તે અશ્રુધારાએ અન્તરમાં પ્રકટેલો અગ્નિ બુઝાવવા યત્ન કરતીઃ પરન્તુ એ વિરહનાં આસૂ, જલનું કાર્ય ન કરતાં ઘીનું કાર્ય કરતાં.

કોઇ કોઇવાર તે ફાટક આગળ જઇ વિસ્તૃત મેદાન તરફ જોયા કરતી. દૂરથી કોઇ અશ્વારોહી આવતો નજરે પડતો, તો ત્હેનું હૃદય વ્યગ્ર બનતું. આશા નિરાશાનું ઘોર યુદ્ધ મચતું. આવતા અશ્વારોહીની ગતિ બીજી દિશા તરફ થતાં ત્હેના હૃદયમાં ચીરા પડતા.

આજે ય તે સખિયોની સાથે ફાટક પાસે ઉભી હતી. ચારે તરફ શાન્તિ છવાઇ રહી હતી. આજ પદ્મ સિંહગઢ જઇને કુમારની બાતમી લાવવાની હતી. સહસા, પ્રભાતના કાનમાં કોઇની ધીમા અવાજે થતી વાત-ચીત ત્હેણે પદ્મએ સાંભળી. ત્હેણે જોયું તો એ પુરૂષો પ્રભાત સાથે વાત કરતા હતા. એમની વાત ઉપરથી તેઓ શિવાજીના હિતેચ્છુ હતા એમ જણાયું. પદ્મ, કુમારના સમાચાર મેળવવાની આશાએ ત્હેમની પાસે ગઇ. એ ય પુરૂષોમાં એકને સંન્યાસીના વેશમા જોઇ પદ્મએ દંડવત્ કર્યા. એ સંન્યાસી આપણા પૂર્વ પરિચિત ગુરૂ ચન્દ્રશેખર હતા. પદ્મએ પૂછ્યું. "મહારાજ, મ્હેં સાંભળ્યું છે કે શિવાજી મહારાજ કેદ થયા છે. આ હકીકત સાચ્ચી છે?"

સંન્યાસીઃ હા.

પદ્મઃ એમને મુક્ત કરવાનો પ્રબંધ થઇ રહ્યો છે કે નહિ?

સંન્યાસીઃ આવી વાતો સ્ત્રીઓએ જાણવાની શી જરૂર?

પદ્મઃ કદાપી અવસર આવે તો શું મહારાષ્ટ્ર રમણીઓ યુદ્ધમા જતાં પાછી પડશે?

સંન્યાસીઃ નહિ. હજુ એ સમય આવવાને વિલંબ છે.

પદ્મઃ વારૂ. એમને મુકત કરવાનો પ્રબંધ થઇ રહ્યો છે નહિ?

સંન્યાસીઃ શિવાજી પોતાની દક્ષતાથીજ મુકત થઇ આવશે. પરન્તુ એક બીજો વીર પણ કેદ થયો છેઃ એને છોડાવવાની વ્યવસ્થા થઇ રહી છે.

પદ્મ· એ વીર પુરૂષ કોણ છે?

સંન્યાસીઃ એનું નામ જગદીશ છે.

પદ્મઃ તેઓ શાથી કેદ થયા?

સંન્યાસીઃ શિવાજી મહારાજના કેદ થયાના સમાચાર સાંભળી તેઓ દિલ્હી ચાલ્યા ગયા. ત્યાં અસંખ્ય યવનોનો ભેટો થતાં ત્હેમની સાથે મારા-મારી થઇ. કુમારે કેટલાયે યવાનોને ભુ પીતા કરી દીધા: પરન્તુ તેના શરીર પર અસંખ્ય ઘા પડયા હોવાથી આખરે કેદ થયો.

પદ્મા: એણે સાહસ કરવાની આવશ્યકતા ન હતી.

સંન્યાસી: સાચ્ચા દેશવીરોના રક્તમાં જ એવો ગુણ હોય છે કે મૃત્યુની પરવા ન કરતાં અતિ વિકટ કાર્ય કરવામાં યે ઝંપલાવે છે.

આટલી વાતચિત બાદ પદ્મા પાછી ફરી. સંન્યાસી પણ પોતાના માર્ગે પાછા વળ્યા. પદ્મા ત્યાંથી પ્રમોદવનમાં આવી: પરન્તુ એક દૃશ્ય જોઇ ને ગભરાઇ ગઇ. પ્રભાત મૂર્ચ્છિત થઇ પૃથ્વી પર પડી હતી: અને સર્વ સખિયો ત્હેને સતેજ કરવાનો યત્ન કરતી હતી. પદ્મા ત્યાં દોડી ગઇ અને સખિયોની મદદથી ત્હેના ભુવનમાં લઇ ગઇ

કેટલીક ક્ષણ બાદ પ્રભાતને ભાન આવ્યું. તે બડબડવા લાગી: "પ્રિયતમ! આ અભાગિનીને ત્યજીને ત્હમે ક્યહાં ચાલ્યા ગયા? ત્હમે યવનોના હાથમાં ફસાઇ ત્હમારી અને ધર્મની રક્ષા કેમ કરી શકશો? હવે હું અભાગિની શું કરીશ? મ્હને અપનાવી લઇ હવે કેમ વિસારે મૂકી. મ્હને ત્હમારી સાથે શા માટે ન લેઇ ગયા? શું હવે મ્હને ત્હમારા મુખ-ચન્દ્રના દર્શન નહિ થાય? શું મ્હારા આરાધ્યદેવની છબિ ફરીથી નિરખી નહિ શકું? હાય! હું અભાગિની છુ. હું હવે કેમ જીવી શકીશ? હૃદયેશ! હવે શું હું ત્હમારી મધુર વાણી નહિ સાભળી શકું? હાય! સૌ સુખ ક્યહાં વિલુપ્ત થઇ ગયાં? મરતી વેળાયે પ્રિયતમનું મુખ પણ ન જોઇ શકી. હા, દુર્દૈવ! મ્હને સુખની કામના નથી: ઐશ્વર્યની ચાહના નથી. મ્હને ધનની ઇચ્છા નથી: કેવળ એકજ આકાંક્ષા છે અને તે પ્રિયતમના મુખદર્શનની. હું જંગલમાં વસું; ભિખારિણી થાઉં. પરન્તુ પતિનાં દર્શન પામતી રહું. પ્રભુ! દયા કરજે. મ્હને મ્હોત આપજે જેથી પતિની મૃત્યુવાર્ત્તા મ્હારે સાભળવાનું ન રહે. પ્રભુ! મ્હારા નાથની રક્ષા કરજે! હું ત્હારે શરણે છું."

આટલું બોલતાં તે ફરીથી મુર્ચ્છિત થઇ ધરણી પર ઢળી પડી; અને કેટલાક ઉપચાર બાદ ત્હેને ભાન આવ્યું. પદ્માએ કહ્યું: "પ્રભાત! તું ગભરા નહિ. હું દિલ્હી જઇ હમણાં કુમારને છોડાવી લાવું છું."

પ્રભાતઃ એ ત્હારાથી કેમ બનશે ?

પદ્મઃ ઇશ્વરકૃપા અને માતા ભવાનીની સહાયતાથી હું બધુંયે કરી શકીશ.

પ્રભાતઃ હુંયે તારી સાથે આવીશ. પ્રિયતમ મુક્ત થશે તો તો ઠીક છેઃ નહિ તો એમના મુખચન્દ્રનું દર્શન તો થશે.

પદ્મઃ ના; એમ નહિ બને. હું એકલીજ જઇશ. ત્હમે અહિંજ રહો.

પ્રભાતઃ તું ત્યાંથી ક્યહારે પાછી ફરીશ.

પદ્મઃ એક બે મહિનામાં જરૂર.

પ્રભાતઃ બની શકે ત્યાં સુધી વહેલી આવજેઃ

આટલી વાતચિત બાદ પદ્મએ પોતાનો વેશ બદલી બાળકનો વેશ પહેર્યો. પ્રભાત તથા સર્વ સખિયો ત્હેનું બદલાયલું રૂપ જોઈ છક થઇ ગઇ.

પ્રભાતઃ વાહ! ત્હેં તો સુન્દર વેશપલટો કર્યો છે.

પદ્મઃ વખત આવતાં તેમ કરવું પડયું.

પ્રભાતઃ સાચ્ચું છેઃ ઇશ્વર ત્હને સ્હાય થાઓ !

પદ્મઃ (હાથ જોડી) પ્રભુ ! દીનબંન્ધુ ! ત્હારીજ સાહાય્યની આશાએ હું આવું કઠિન કાર્ય કરવાને કટિબદ્ધ થાઉં છુ. માતા દુર્ગા ! રક્ષા કરો ! સાહસ આપો !

આટલું કહી પદ્મ યુવકના વેશમાં અશ્વારૂઢ થઇ અને રાતેજ ત્યાંથી દિલ્હી જવા નીકળી.



## પ્રકરણ ૧૭ મું

### મદદગાર.



ધ્યા થઇ ચૂકી હતી. એક મુસલમાન ફકીર દિલ્હીની સડકો પર આમતેમ ઘૂમ્યા કરતો હતો. એટલામાં સ્હામેથી એક બાળકે આવી પૂછ્યુ "આપ કોણ છો ?"

ફકીરઃ ભાઇ ! હું તો ફકીર છું.

બાળકઃ પણ ત્હમે તો કોઇ પાસે કાઇ માગતા નથી તેમ બોલતા પણ નથી. એક માર્ગેથી બીજે માર્ગે અને બીજેથી ત્રીજે માર્ગે એમ ફર્યાં જ કરો છો.

ફકીરઃ ફકીરોને ઝાઝું બોલ્યે શો લાભ ? ભાઇ ! હું મ્હારી જિંદગી ફક્ત ખુદાની બંદગીમાંજ ગાળું છુ.

બાળકઃ ત્યારે એક જગ્યાએજ કેમ નથી રહેતા ?

ફકીરઃ મેં સાંભળ્યું છે કે આજે બાદશાહને ત્યાં જલસો છેઃ એ જોવાને જ હું અહિં આવ્યો છું.

બાલકઃ (ધ્યાન પૂર્વક જોઇ) મ્હેં આપને ક્‌યહાંક દીઠા હોય એમ લાગે છે.

ફકીરઃ (ડરીને) દિલ્હીમાં કદાચ જોયા હશે.

બાળકઃ (હસીને) નહિં. ખુદ પુનામા જ મ્હેં આપને જોયા છે.

ફકીરઃ (કંપીને સ્વગત) શું આણે મ્હને ઓળખી કાઢ્યો ? (પ્રકટ) નહિ, નહિ, કદાપિ નહિ.

બાળકઃ ગભરાશો ના. એક દિવસ ત્હમે એક ઉદ્યાનમાં એક માણસ સાથે વાત કરતા હતા એ યાદ છે કે ?

ફકીરઃ (બાળક તરફ તીવ્ર દૃષ્ટિએ જોઇ) તું કોણ છે? પહેલાં મ્હને જણાવઃ પછી હું બધી હકીકત જણાવીશ.

બાળકઃ ત્હમે ગભરાશો નહિ. હું ત્હમારો દુશ્મન નથી.

ફકીરઃ તું વીર શિવાજીના કેદ થયાના સમાચાર સાભળી દુઃખી થઇ હતી એ વીર રમણી તો નથી ને?

બાળકઃ અને ત્હમે પણ તે સંન્યાસી નથી ને?

ફકીરઃ હા. હું એ જ છું.

બાળકઃ અને હું પણ એજ સ્ત્રી છું. કુમારને મુક્ત કરવાને અહિં આવી છું.

પાઠક! ત્હને જણાવવાની જરૂર નથી કે ફકીર તે આપણા પૂર્વ પરિચિત ચન્દ્રશેખરબાબા અને બાલક, તે પદ્મકુમારી છે.

ચન્દ્રશેખરે પૂછ્યું: તું અહિં કેવી રીતે આવી?

પદ્મકુમારીએ સર્વ હકીકત આદિથી અન્ત સૂધીની કહી સંભળાવી.

ચન્દ્રઃ કુમારને મુક્ત કરવાને કાંઇ ઉપાય યોજ્યો છે?

પદ્મઃ જી ના. ત્હમે કાંઇ વિચાર કર્યો?

ચન્દ્રઃ ના. હજી સૂધી કાંઇ નહિ.

પદ્મઃ ત્હમે અહિં એકલાજ આવ્યા છો?

ચન્દ્રઃ હા, ગઈ કાલે જ હું અહિં આવ્યો છું.

પદ્મઃ મ્હને અહિં આવે ત્રણ દિવસ થયા.

ચન્દ્રઃ તું રહે છે ક્યહાં?

પદ્મઃ રાત્રિ થતાં ગમે ત્યહાં સૂઇ રહું છું. અને આખો દિવસ ફર્યા કરૂં છું.

ચન્દ્રઃ કાલે બાદશાહને ત્યાં જલસો છે.

પદ્મ: એ સારો સમય છે.

ચન્દ્ર: હા પરન્તુ કુમારને વિકટ સ્થળે રાખવામાં આવ્યો છે.

પદ્મ: તે કયાં આગળ કેદ થયેલ છે?

ચન્દ્ર: જે મકાનમાં જલસો થવાનો છે તે મકાનમાં તેને પૂરવામાં આવ્યો છે. ચારે તરફ ચોકી પહેરો છે.

પદ્મ: હું પણ ત્યાં મુસલમાન ગાયિકાના વેશમાં જઇશ. અને કોઇ પણ ઉપાયે કૂમારને ત્હાં બોલાવીશ: અને અવસર મળતાં ત્હેની સાથે ન્હાસી છૂટીશ. તમે એ વખતે ત્રણ અશ્વ તૈયાર રાખી શકશો?

ચંન્દ્ર: તું પગે ચાલીને આવી છે?

પદ્મ: નહિ, અશ્વ ઉપર પરન્તુ ત્હેને દિલ્હીની બહાર એક જંગલમાં છૂટો મૂકી દીધો છે.

ચન્દ્ર: મ્હેં પણ એમજ કર્યું છે.

પદ્મ: બે અશ્વ તો થયા: હવે ત્રીજો જોઇએ.

ચન્દ્ર: છૂટા મૂકેલા અશ્વ મળશે તો ઠીક છે નહિ તો જલશામાં જે આવશે ત્હેમાથી લઇ લઇશું.

પદ્મ: ચાલો, હવે કોઇ ઠેકાણે જઇ વિસામો લઇએ: અને યોગ્ય સ્થળ નક્કી કરીએ.

પદ્મ અને ચન્દ્રશેખર જે ભુવનમાં જલસો થવાનો હતો તે ભુવન આગળ ગયા. ત્હેનાથી થોડે દુર આવી રહેલા વૃક્ષની નીચે અશ્વ તૈયાર રાખવાનું નક્કી કરી ત્યાંથી આગળ આગળ ચાલ્યા.



## પ્રકરણ ૧૮ મું

### પલાયન

આજે દિલ્હીમાં મહાન ઉત્સવ હતો. ચારે તરફ રંગબેરંગી ધજા પતાકાઓ ફરફરતી હતી. ઘેરઘેર તોરણો બંધાયેલાં હતાં. મનુષ્યો હસી હસીને વાતો કરતાં, સર્વત્ર આનન્દજ આનન્દ હતો. બાદશાહ ઔરંગઝેબે આવો ભારે જલશો કદાપિ કર્યો ન હતો. રાત્રિ થતાં મનુષ્યોના ટોળે ટોળાં રંગ ભુવનમાં આવવા લાગ્યાં. રાજ-કર્મચારીઓ પણ વિવિધ પ્રકારનાં વસ્ત્રાભુષણમાં સજ્જ થઇ ત્યાં એકત્ર થવા લાગ્યા. યોગ્ય સમયે બાદશાહની સ્વારી પણ આવી પહોચી.

બાદશાહના આવી ગયા બાદ નાચરંગનો આરંભ થયો. અનેક ગણિકાઓનાં નાચ્યગાન થઇ રહ્યું બાદ એક ગુણિકા જે અસંત સ્વરૂપ-સુન્દર હતી તે આગળ આવી. એનું સૌન્દર્ય જોઇ સર્વ કોઇ મોહિત થયા અને ત્હેના તરફજ નિરખી રહ્યા ત્હેણે બાદશાહની પાસે જઇ કહ્યું. "હુજુર ! હું જલસાનું નામ સાંભળી ઘણે દૂરથી અહિં આવી છું. માર્ગ-માં લુંટારાઓએ મ્હારૂં સર્વસ્વ લૂટી લીધું છે. મ્હારા સર્વ સાથીઓ લુંટારાંના ભયથી ન્હાસી ગયા છે. આપની આજ્ઞા હોય તો હું યે મ્હારી કલા બતાવું.

બાદશાહ: તું કયાંથી આવે છે ?

ગણિકા: જહાંપનાહ ! હું લખનૌની રહીશ છું મ્હારૂં નામ હુસ્ન-આરા છે. આપના જલસાની હકીકત જાણી હું અહિં આવતી હતી ત્યાં માર્ગમાં લુંટારાઓએ મને લુંટી લીધી. આપ કોઇ સારા તબલચીને અને સારંગીવાળાને બોલાવી મંગાવો તો હું આપને મ્હારા સંગીતથી ખુશ કરૂં.

બાદશાહની આજ્ઞાથી કેટલાએ સાજવાળા આવી પહોંચ્યા અને ગણિકાનું ગાયન શરૂ થયું:

"તિરછી નજરકા તૂને, ખંજર ચલાકે મારાઃ
ટુકડે હજાર પ્યારી, કર ડાલ દિલ હમારાઃ
ભોલીસી તેરી સુરત, આંખેં બડી રસીલીઃ
મારી નિગાહ બાંકી, જલતા શરીર સારા.
મહતાબ હૈ જો રોશન, ચેહરેપે હૈ દમકતાઃ
અમૃત સનીસી બોલી, મોહે હૈ દિલ હમારા.
પાઉં તુમ્હેં તો જીઉં, બિછુડે અજલકો પાઉંઃ
રોગી બના તુમ્હારા, દારૂ પિલાકે હારા.
પરતાપ સહ સકે ના, માશૂકકી જુદાઇઃ
દિલમેં રહી હમેશા કાંટા યે સિર હમારા.

આ ગઝલથી સર્વે કાષ્ઠમૂર્ત્તિ જેવા બની ગયા. પ્રત્યેક ચરણના પ્રત્યેક વિશ્રામે લોકોના મુખમાંથી આપોઆપ "વાહ વાહ" નીકળી પડતું સૌ એના પર મુગ્ધ બન્યા અને બીજી ચીજ ગાવાનું કહ્યું. બાદશાહે પણ ગાવાનો હુકમ કર્યો.

હુસ્નઆરાઃ જહાંપનાહ ! જો કોઇ સારો તબલચી હોય તો ગાવામાં ઔર મઝાહ આવે.

બાદશાહઃ આ તબલચી શું ઉસ્તાદ નથી ?

હુસ્નઆરાઃ હુજુર ! આપ મારો ઇલ્મ જોવા ઇચ્છતા હો તો બીજા ઉત્તમ તબલચીને બોલાવો.

બાદશાહઃ આખા દિલ્હી શહેરમાં આનાથી વધુ સારો તબલચી છે જ નહિ.

હુસ્નઆરાઃ એકવાર હું શિવાજીના દરબારમાં ગાવા ગઇ હતી. વાહ ! ત્યહાંના તબલચીની શી તારીફ કરૂં ?

બાદશાહઃ એ કોણ હતો ?

હુસ્નઆરાઃ એક હિન્દુ નવજુવાન. એમના દરબારમાંજ રહેતો હતો

બાદશાહઃ એનું નામ શું ? હમણાં શિવાજી તો અહિં કેદ છે. બની શકશે તો એની મારફત એને બોલાવીશ.

હુસ્નઆરાઃ એનું નામ કુમાર છે અને કોઇ કોઇ એને 'જગદીશ' ના નામથી પણ બોલાવે છે.

આ સાંભળતાં જ સૌ બોલી ઉઠયા. એ પણ અમારે ત્યાં કેદ છે.

હુસ્નઆરાઃ (ખુશ થઇ) મહેરબાન ! તો તો એ તબલા નહિ બજાવે ?

બાદશાહઃ શા માટે ?

હુસ્નઃ તે બહુ જીદ્દી આદમી છે.

બાદશાહઃ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો અહિંજ એને કત્લ કરીશ.

હુસ્નઃ જહાંપનાહ ! આપ કોઇ અન્ય રીતે ખુશી કરીને બોલાવો તો ઠીક. કદાચ જોરજુલમથી આવે તો જલસાની સઘળી મઝા ધૂળમાં મેળવી દે એ સ્વભાવિક છે.

બાદશાહઃ ઠીક છે. પણ કાલે એને કત્લ કરવાનો છે તે આજ્ઞાને કબુલ નહિ થાય.

હુસ્નઃ હુજુર ! હું વિનવું છું કે એવા ઉમદા માણસને મારવામાં નુકશાન છે એને આપના દરબારમાંજ રાખી લ્યો.

બાદશાહઃ મ્હારી પણ એવી ઇચ્છા છે. પરન્તુ તે મુસલમાનનો કટ્ટર શત્રુ છે.

હુસ્નઃ જી નહિ. હું શિવાજીના દરબારમાં ગઇ હતી ત્યારે તો તે હમેશા મ્હારી સાથેજ રહેતો હતો.

બાદશાહઃ તો ત્હારા કહેવાથી તે તબલા બજાવશે કે ?

હુસ્નઃ મ્હારા અહિં આવ્યાની ખબર સાંભળતાંજ તે આવવાને વ્યાકુળ થશે. પરન્તુ મ્હારા આવ્યાની સંપૂર્ણ ખાત્રી એને થવી જોઇએ.

બાદશાહઃ તે દરબારમાં રહે તો ઘણુ સારૂં. તે બહાદૂર છે.

હુસ્નઃ બેશક, હું અહિં મુકામ કરીશ અને ત્હેને દરબારમાં રહેવાની સલાહ આપીશ એટલે જરૂર એ માની જશે. તે મ્હારી ગણના એના પ્રાણથીયે અધિક કરે છે. મેં ધાર્યું હોત તો એને કયારનોયે મુસલમાન બનાવ્યો હોત.

બાદશાહઃ જો એમજ હોય તો બીજુ શું કહેવું ?

હુસ્નઃ હજુર ! આપ એને બોલાવી મંગાવો હું ત્હમારી રૂબરૂ એને મુસલમાન બનવાનું કબૂલ કરાવીશ.

આ હકીકત સાંભળી બાદશાહ અત્યંત ખુશ થયો અને કુમારને લઇ આવવા માટે ચાર વિશ્વાસુ યવન સિપાઇઓને મોકલ્યા. સાથે હુસ્ન-આરા પણ ગઇ. હુસ્નઆરા અત્યંત ખુશ થઇ અને કુમારની પાસે જવા ચાલી. આ વખતે કુમાર શય્યા પર પડયો પડયો અનેક પ્રકારની તરંગમાલાઓ ગૂંથતો હતો. પોતાના ઓરડાનું એકાએક દ્વાર ખુલતાં તે ચમકયો.

હુસ્નઆરા સિપાઇઓને બ્હાર ઉભા રાખી અંદર કુમાર પાસે ગઇ. કુમારે માન્યું કે પ્રભાત આવી એટલે તે ઉભો થયો અને ત્હેનો હાથ પકડી પોતાની પાસે બેસાડી.

કુમારઃ પ્રિયે ! ત્હારી તબિયત તો સારી છે ને ?

હુસ્નઆરાઃ ( ધીરેથી ) કુમાર ! ગભરાશો નહિ. હું પ્રભાત નથી; પરંતુ ત્હેની સખી પદ્મકુમારી છું. આપને મુકત કરવાને આ વેશે અહિં આવી છું.

ત્યાર બાદ હુસ્નઆરાએ સર્વ હકીકત કુમારને જણાવી; અને કુમાર બાદશાહના દરબારમાં જવા નીકળ્યો. સિપાઇઓએ મનમાં ગાંઠ વાળી કે એ બંનેને પ્રથમથીજ ગુપ્ત પ્રેમ હતો, કુમાર બાદશાહની સન્મુખ આવી ઉભો રહ્યો, કુમારનું સ્વરૂપ જોઇ સૌ કોઇ દિંગ બન્યા.

કુમારે તબલા પર થાપ દેવા માંડી. સૌએ માન્યું કે કુમાર હુસ્ન-આરાને ખરેખર ચાહે છે; અને એને વશ રહે છે.

કુમારઃ હુસ્નઆરા ! આજકાલમાં તો હું અવશ્ય મૃત્યુને વશ થઇશ. આજ ગાવું હોય તેટલું ધરાઇને ગાઇ લે.

હુસ્નઃ નહિ કુમાર ! તું નહિ મરે.

કુમારઃ જલ્દી ગાવાનું શરૂ કર. સૌ સાંભળવાને આતુર છે.

હુસ્નઃ કુમાર શું તું મ્હારા પ્રતિ પ્રેમ ધરાવે છે ?

કુમારઃ ( તબલા પર થાપ મારી ) એમાં વળી સંદેહ કેવો ? જેને કાલે મરવું છે તે આજે ત્હારા કહેવાથી તબલા બજાવવા બેઠો છે. શું એ સાચ્ચા પ્રેમની નિશાની નથી ?

હુસ્નઃ એક બીજું કામ પણ ત્હમે કરશો ?

કુમારઃ જરૂર. એમાં તે શું ?

હુસ્નઃ તું મુસલમાન થા. હું અને તું બેય અહિં દરબારમાં રહી આનન્દ કરીશું.

કુમારઃ તું અત્યારે તો ગાવાનું શરૂ કર. હું એનો ઉત્તર કાલે આપીશ.

હુસ્નઃ નહિ. જે કહેવું હોય તે અત્યારેજ કહે.

કુમારઃ તું જે કહીશ તે કાલે જરૂર કહીશ. તું ગાવાનું શરૂ કર.

કુમાર અને હુસ્નઆરાની વાતચિત સાંભળી બાદશાહ બહુજ ખુશ થયો અને હુસ્નઆરાને ગાવાનું કહ્યું; અને ગાયન શરૂ થયું.

અજબ કુદરત ખુદા તેરી, સભી તો હાર બૈઠે હૈં,
ઔલિયા પીરો પૈગમ્બર, ફકીરો હાર બૈઠે હૈં.
ઇધર મહતાબ હૈ રૌશન, ઉધર સૂરજ ચમકતે હૈં,
કહાં હૈ કૌન કૈસા હૈ, સભી તો હાર બૈઠે હૈં.
ઉગે તારે જો લાખોં હૈ, ચમકતે આસ્માં ઉપર,
ફલકકી તો ઝલકકો ભી પ્રલમદાર હાર બૈઠે હૈં.
કહીં બહતે સમુન્દર હૈ કહીં ખાડી વ નાલે હૈં,
કહીં જંગલ કહીં ઝાડી, કહીં સુનસાન બૈઠે હૈં.
કહીં સબ્જી હૈ રેગિસ્તાં કહીં તર ખુશ્ક પાની હૈં,
કહીં ઉંચા કહીં નીચા, સભી તો હાર બૈઠે હૈં.
કોઇ હૈ શાહ, હૈ રૈયત, કોઇ ઉમરા ફીકીરે હૈં,
કોઇ રોગી, કોઇ ભોગી, હૈં બેઠે બોહ બૈઠે હૈં.

આ ગીત સાંભળી સૌ મુગ્ધ બન્યા. તબલા સારા વાગતાં હતાં કે ખોટાં એનું ધ્યાન કોઇને પણ ન રહ્યું. મધુર સ્વરથી સૌ કોઇ મોહિત થયાં.

ઔરંગઃ વાહ વાહ ! શો મીઠો સુરિલો અવાજ !

હુસ્નઃ જહાંપનાહ ! આજ્ઞા હોય તો એક કરામત બતાવું.

ઔરંગઃ હા, હા. બતાવ ત્હારી કરામત.

હુસ્નઃ પ્રથમ એક દિપક સિવાય બીજા બધા દિપક હોલવી નાખવાનો હુકમ આપો. હું મ્હારા ગીતના પ્રભાવે કરી તે સૌ પ્રકટાવીશ.

ઔરંગઝેબની આજ્ઞા થઇ ન હતી ત્યાં તો સૌ બત્તીઓ બુઝાવા લાગી. સઘળા હુસ્નઆરાની તરફ આતુર નયને જોઇ રહ્યા. કેવળ બાદશાહની પાસેની એક બત્તી બળતી હતી. લોકોની ભીડ પણ ભારે થઇ હતી. પહે રેગીર પણ અંધારામાં પોતાની જગાએથી છૂટી ત્યાં આવી ઉભો રહ્યો.

હુસ્નઆરાએ આ વખતે પોતાનો પોશાક ઉતારી નાખ્યો. બાદશાહે ત્હેનું કારણ પૂછતાં ત્હેણે જવાબ આપ્યો; દિપક પ્રકટાવતાં રખેને કપડાંને આગ લાગે તો હું બળીને મરી જાઉં. માટે કપડાં ઉતારી નાખ્યા છે ત્યહાર બાદ ત્હેણે એક ચાદર ઓઢી લીધી નીચે અંદરના ભાગમાં ત્હેણે પુરૂષનો પોશાક પહેરેલો હતો. ઔરંગઝેબે ચાદર ઓઢવાનું કારણ પૂછતાં આગ લાગે તો તરતજ ફેંકી દેવાય એમ જવાબ આપ્યો. બાદશાહ અને સૌ ત્હેની બુદ્ધિ માટે "આફ્રીન આફ્રીન" પુકારવા લાગ્યા. અકસ્માત તબલાનો અવાજ બંધ થઇ ગયો. હુસ્નઆરા આગળ વધીને બળતી રહેલી બત્તીને બુઝાવી નાખી પાછી દુર ખસી. ઔરંગઝેબે તેમ કરવાનું કારણ પૂછયું, પણ કાંઇ જવાબ ન મળ્યો; એટલે સર્વ બત્તીઓ પ્રકટાવવાની આજ્ઞા આપી. દીવા થતાં કુમાર તથા હુસ્નઆરા બેમાંથી એકકેય ત્યાં ન જણાયાં. કેવળ હુસ્નઆરાનો પોશાક અને ચાદર ત્યહાં પડયાં હતાં.

"દગો દગો ?" કહી સૌ બુમ પાડી ઉઠયા. કુમારની તથા હુસ્નઆરાની શોધમાં અસંખ્ય સિપાઇઓને દોડાવ્યા.

ખુદા તેરી નફાસત તો હૈ કુદરતકી જમીં ઉપર,
વો મૌલાના વો હાફિજ હૈં સભી તો બૈઠે હૈં.
ફિદા પરતાપ હે હરદમ તુમ્હારી ઇસ નેયામત પર,
બરંદશ બંદગી કરતા સભી તો હાર બૈઠે હૈં.

---

## પ્રકરણ ૧૯ મું.

### મિલન.

પદ્મકુમારી જે દિનથી કુમારની તપાસમા ગઇ હતી તે દિવસથી પ્રભાતની દશા વધુ શોચનીય બની હતી. "કુમારની પ્રાપ્તિ થશે યા નહિ? પદ્મ, દુશ્મનોના હાથમાં ફસાઇ પડતાં તે દુષ્ટો ત્હેને કતલ કરશે તો પદ્મની માતાને હું શો જવાબ આપીશ?" આવા આવા અનેક વિચારો ત્હેને સતાવતા હતા.

એકવાર તે કુમારની મૂર્તિનું ધ્યાન ધરી રહી હતીઃ એવામાં તે એકાએક ત્યાંથી ઉભી થઇ અને દોડી. ત્હેની સખિઓએ બહુ વાળી પણ તે વ્યર્થજ. ત્હેને કુમાર આવ્યાનો ભ્રમ થયો હતો અને ત્હેને આલિંગન દેવાને દોડી હતી; પરંતુ વૃક્ષ સાથે અથડાઇ પડી હતી. સખ્ત આઘાતને લીધે ત્હેના મસ્તકમાંથી રકતની ધારા વહેવા લાગી. અને તે અચેતન થઇ પડી. સૌ સખિયોએ આ પ્રસંગે દોડી આવી, પાણી ઇત્યાદિ અનેક પ્રકારના ઉપચારો દ્વારા ત્હેને સચેત કરી અને ત્હેના ખંડમાં લઇ ગઇ.

તે દિવસથી પ્રભાતની તબિયત બગડતી ચાલી હતી; અને પ્રતિદિન તાવ આવતો હતો તાવની માત્રા કોઇ વાર ઉતરતી તો કોઇ વાર બહુજ વધી જતી. પ્રભાત ઉન્માદિનીની માફક બકવા કરતી. તે કાંઇ પણ ખોરાક લઇ શકતી નહતીઃ વૈદ્યરાજ પણ દવા આપી આપીને થાકયા; પરન્તુ ત્હેની તબિયત ન સુધરી.

વિરહને દૂર કરવાની દવા સંસારમાં કયા છે? એ દુઃખમાંથી દુખિતાને મુક્ત કરવાની ઔષધિ ધનવન્તરીએ બનાવી છે યા નહિ? આનો ઉત્તર કોણ આપે છે?

પ્રભાત દરરોજ આંખો બંધ કરી પડી રહેતી હતી; અને એનું કારણ કોઇ કળી શકતું નહિ. એ સુકુમારાંગીના હૃદયમાં કેવા કેવા પ્રકારની ચિન્તાઓ ઉદ્દ્ભવતી એ કહેવું અશકય છે. તે સદાયે કુમારની મૂર્તિને પોતાની સન્મુખ દેખતીઃ બળ ન હોતું કે ઉઠીને આલિંગન કરેઃ સાહસ ન હતું કે ઉઠવાનો યત્ન કરે. કોઇ વાર 'કુમાર' કહીને તે પુકારી ઉઠતી.

મદનમોહિની અને અન્ય સખિયો તો સ્હમજી જતી: પરન્તુ બીજાઓ તો માની લેતા કે તે બેભાનાવસ્થામા બકતી હતી.

થોડા દિવસો બાદ પદ્મકુમારી એકાએક ત્યા આવી પહોચીઃ પરન્તુ પ્રભાતની સ્થિતિ જોઇ ગભરાઇ ગઇ. એણે પ્રભાતની માંદગીના સમાચાર સાંભળ્યા હતાઃ પરન્તુ તે આ દશાએ આવી હશે એનો ખ્યાલ પણ ન હતો.

લલિતા અને મદનમોહિની, પદ્મકુમારીને આવેલી જોઇ આનન્દ પામી અને પૂછ્યું " બ્હેન ! કામમા સફળતા પ્રાપ્ત થઇ ને ? "

પદ્મ: હા.

મદન: એમને સાથે તેડી લાવી છે કે નહિ ?

પદ્મ: હા

લલિતાઃ ત્યારે હવે શુ ? યોગ્ય ઔષધ હવે મળી ગયું.

સરસ્વતી: પદ્મા ! આટલા દિવસ પર્યંત તું કયા હતી ?.

પદ્મ: હું તો દવ લેવા ગઇ હતી

સરસ્વતી: ત્યારે દવા લઇને આવી કે એમની એમ ?

પદ્મ: દવા લીધા વિના હું પાછી જ કેમ આવું ?

સરસ્વતી: કયહા છે ? લાવ, બતાવ

પદ્મ: સંન્યાસીજી જાતેજ આવ્યા છે.

સરસ્વતી: કયા સન્યાસી ?

પદ્મ: ત્હેમની દવા ઘણીજ અકસીર છે. તેઓ દ્વાર આગળ ઉભા છે. હું હમણાંજ ત્હેમને બોલાવી લાવું છું.

આટલું કહી પદ્મ બ્હાર ગઇ અને ગુરૂ ચન્દ્રશેખરને પ્રભાતની તબિયતના ખબર આપી અંદર તેડી લાવી. પ્રભાતની હાલત જોઇ ગુરૂ પણ ગભરાયા. થોડી ક્ષણ બાદ તેઓ બોલ્યા, " રોગ તો બુરો છે: પણ આરામ શીઘ્ર થશે. ત્હમે સૌ બ્હાર જાઓ તો હું ચિકિત્સા કરૂં. "

પદ્મ સિવાયના સૌ બ્હાર ચાલ્યા ગયાં. ત્યાર બાદ સંન્યાસીના કહેવાથી પદ્માએ પ્રભાતને ધીમેથી બૂમ પાડી પ્રભાતે આંખો ઉઘાડી જોયું તો પદ્મા પાસે ઉભી હતી. ત્હેને જોઇ એને આનન્દ થયો. તે ઉઠવા જતી હતી પરન્તુ સંન્યાસીએ તેમજ પદ્માએ ત્હેને અટકાવી.

પ્રભાતઃ ( ધીમે સ્વરે ) કુમાર ક્યહાં છે ?

પદ્માઃ તેઓ આવ્યા છેઃ ફીકર ન કરીશ.

પ્રભાતઃ મ્હારે એમનાં દર્શન કરવા છે.

પદ્માઃ હમણાં નહિઃ થોડા દિવસો પછી.

પ્રભાતઃ નહિઃ ત્યારે તો હું મરી જઇશ.

આટલું બોલતાં બોલતા પ્રભાત હાંફવા લાગીઃ આંસૂ આંખમાં ઉભરાઇ આવ્યાં. સંન્યાસીની આજ્ઞાથી પદ્મા, કુમારને બોલાવી લાવી. કુમાર પ્રભાતને જોતાજ બેહોશ થઇ પડ્યો. પ્રભાત રૂદન કરવા લાગી. કુમારને સચેત કરી સંન્યાસીએ વિશ્વાસ આપ્યો કે પ્રભાતને આરામ થશેઃ પરન્તુ કુમાર અને પ્રભાતનાં નયનોમાંથી અશ્રુધારા તો વહેજ ગઇ.

પદ્મઃ પ્રભાત ! હવે કુમારનાં દર્શન કરી લીધાં ને ?

પ્રભાતઃ ( હસીને ) હા.

પદ્મઃ ત્યારે હવે તેઓ જાય ને ?

પ્રભાતઃ ક્યાં ?

પદ્મઃ બ્હાર.

પ્રભાતઃ હાઃ પરન્તુ એમને સિંહગઢ જવા ન દેશો.

કૂમાર સંન્યાસીજીની આજ્ઞાથી હૃદયને દ્રઢ કરી ત્યાંથી બ્હાર ગયોઃ ત્યારપછી પદ્માએ બધાંને બોલાવ્યાં સૌએ આવીને પ્રભાતની સ્થિતિ પ્રથમ કરતાં સારી જોઇ-સંન્યાસીજીની ચિકિત્સાની પ્રશંસા કરી જનકરાવની વિનંતીથી સંન્યાસી તથા કુમાર એમને ત્યાં રહેવા લાગ્યાઃ પ્રભાત ધીરે ધીરે આરોગ્ય મેળવતી ગઈ.

અવસર જોઇ સંન્યાસીએ કુમાર અને પ્રભાતના ગુપ્ત પ્રેમનો, પદ્માની બહાદુરીનો અને કુમારને ઔરંગઝેબની કેદમાંથી મુક્ત કરી લાવવાનો સર્વ વૃત્તાંત પ્રભાતના પિતાને કહી સંભળાવ્યો. પ્રભાતનો પ્રાણ બચાવનાર પદ્મા હતી એ જાણી તેઓ ત્હેને પ્રભાત કરતાં અધિકતર માનવા લાગ્યા.

## ઉપસંહાર

હવે પ્રભાતને સંપૂર્ણ આરામ થયો હતો. તેનું કમલવદન પ્રથમના જેવું પ્રફુલ્લિત થયું હતુંઃ સુન્દરતા પ્રતિદિન વધતી હતી.

જનકરાવ પુત્રીના લગ્નની તૈયારીઓ કરવા લાગ્યાઃ પરન્તુ કુમાર હજુ લગ્ન કરવાને રાજી ન હતો. તે કહેતો કે શિવાજી મહારાજ ન આવે ત્યાં સુધી લગ્ન ન કરવું: પરન્તુ ગુરૂદેવની આજ્ઞાથી તે લગ્ન કરવાને સંમત થયો.

થોડા દિવસ બાદ સંભળાયું કે શિવાજી મહારાજ કેદમાંથી ન્હાસી છૂટયા છેઃ આ સમાચારથી કુમારને અત્યંત આનન્દ થયો.

લગ્નના સમાચાર કુમારના માતાપિતાને મળતા તેઓ હર્ષઘેલાં થયાં. ત્હેમણે સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે કુમાર લગ્ન કરશે અને ઘેર પાછો ફરશે. તે ઘેરથી નીકળ્યો હતો ત્યારે ત્હેમણે માની લીધું હતું કે કાંતો કુમાર સંન્યાસી બનશે અગર તો યુદ્ધમા માર્યો જશે.

કુમાર પૂનાનો ત્યાગ કરી અન્ય સ્થળે રહેવા નહોતો ઇચ્છતોઃ પ્રભાત પણ ત્હેની સખિયોનો સંગ મૂકી બીજે જવા માગતી નહોતી. ત્હેની ત્રણે સખિયોનું લગ્ન પણ પૂનાની આસપાસના ગામોમા થયુ હતું. પ્રભાત પણ નાગપૂર ન જતાં પૂનાની નજીકજ રહેવા માગતી હતીઃ આથી કુમાર સહપરિવાર નાગપુર છોડી પૂનામા આવ્યો અને જે ભુવનમાં શિવાજી મહારાજનો બાલ્યકાળ વીત્યો હતો તે ભુવનમાં રહેવા લાગ્યો.

શુભ દિવસે અને શુભ મુહૂર્તે પ્રભાતનું લગ્ન અત્યંત ધામધુમથી કુમારની સાથે થયુ.

થોડા દિવસ પછી શિવાજી મહારાજ પણ પૂના આવી પહોંચ્યા. સર્વ લોકો આનન્દિત થયા. કુમારને જોતા જ ત્હેને છાતી સરખો ચાંપ્યોઃ અને આનન્દાશ્રુનાં બે બે બિન્દુઓ આખોમાં જણાતાં હતાં. કુમારને મુકત કરનાર પદ્મા હતી તે જાણતા ત્હેની ત્હેમણે બહુ પ્રશંસા કરી.

આ ઘટના પછી શિવાજી મહારાજ મહા સભા રોહપૂર્વક રાજ સિંહાસન પર આરૂઢ થયા. ત્યારથી મહારાષ્ટ્ર પ્રદેશના રાજા તરીકે તેઓ સમસ્ત સંસારમા વિખ્યાત થયા.

(સમાપ્ત.)

# ખેડુત ભાઇઓને ધનવાન થવા માટે

**થોડે ખર્ચે સહેલાઇથી કુવા, નદી, તથા તળાવોમાંથી વધુ પાણી કહાડવાનું ઉત્તમ સાધન**

**અમારા લોખંડી રહેંટો**, જેની ઉત્તમ બનાવટ માટે **દહેણું ગવર્નમેન્ટ એગ્રીકલ્ચરલ પ્રદર્શન તરફથી ઇ. સ. ૧૯૨૧**માંસોનાનો **ચાંદ** તથા **સર્ટીફીકેટ** મળેલાં છે વધુ માહીતી માટે પ્રાઇસલીસ્ટ વીગેરે મંગાવો.




ઠેકાણું—**છોટુભાઈ ડાહ્યાભાઇ મીસ્રી.** ઠે૦ **એન્ડરસનરોડ** રહેંટ ફેકટરી.
મુ. પોસ્ટ **વલસાડ** જી. **સુરત** બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે.